

# મુસ્લિમ મહિલા દર્પણ.



વકીલ

# સદાકત કાર્યાલયના નિયમો.

૧—દરેક ગ્રાહકે પોતાનું એડ્રેસ પુરે પુરૂં અને ચોખ્ખ.

વ્યવસ્થાપક:—

## સિકંદરખાન "વકીલ"

"સદાકત-કાર્યાલય" જાર્ડનરોડ—અહમદાબાદ.

૭૮૬



મુસ્લિમ સ્ત્રીઓ તથા બાળાઓ માટે સાદી
અને સરળ ગુજરાતી ભાષામાં સુનિતિના
વ્યવહારિક પાઠો તેમજ સંસ્કૃતિની
હિદાયતોનો સંગ્રહ.

# મુસ્લિમ મહિલા દર્પણ.

ભાષાંતર કર્તા:-
સિકંદરખાન એ. "વકીલ"
અહમદાબાદી.

ઇ. સ. ૧૯૪૦ } પ્રત ૧૦૦૦ { હિ. સ. ૧૩૫૯

કીંમત ૦-૬-૦ પોસ્ટેજ જુદું.

# અર્પણ પત્રિકા.

---

હું મારૂં આ લઘુ પુસ્તક મારા પિતા તુલ્ય ઉસ્તાદ
કિબલએ મોહતરમ આલી જનાબ મિરઝા જહાંદાર
શાહ "બિહારી" સાહબ મરહુમ મગફુરને સાદર
અર્પણ કરૂં છું. એમણેજ મને ગુજરાતી સાહિ-
ત્યમાં રસ લેતો કરી અનુવાદ કરતાં શીખાડયું.
એમની પ્રેમ ભાવના અને કૃપા દ્રષ્ટિ થકીજ હું
આ પુસ્તકનું ભાષાંતર કરવામાં સફળ
થઈ શકયો છું. તેથી એમના મારા
પ્રત્યેની મમતાની આ પુસ્તક
યાદગાર રહે, એ આશયે
આ પુસ્તક એમને
અર્પણ કરૂં
છું.

તા. ૧૫-૪-૪૦ — ઋણાનુંરાગી સેવક,
અહમદાબાદ. — સિકંદરખાન 'વકીલ'

# બે—બોલ.

અલહમ્દોલિલ્લાહ ! લાખ લાખ શુક્ર છે તે કાદિરે કય્યુમના કે ક્યાં મારા જેવો એક અલ્પ જ્ઞાની અને ક્યાં ઇસ્લામી સાહિત્યની સેવા !

જો કે આપણી ગુજરાતી ભાષામાં ઇસ્લામી સાહિત્ય દિન પ્રતિ દીન વધતું જાય છે. પણ અફસોસ એટલોજ કે આપણી મા—બ્હેનો એટલે સ્ત્રી તથા બાળાઓ માટે ઉપ્યોગી અને નસિહત આપનારા સાહિત્યની ઘણી અછત છે. આ ઉણપ લક્ષમાં લઇ મેં આ દિશા પ્રત્યે મારા લેખક બંધુઓનું લક્ષ દોરવા આ પુસ્તક દ્વારા પગલું ભર્યું છે.

આ તકે જનાબ એઅજાઝુલ હક્ક કુદદુસી સાહેબનો અત્યંત આભાર માનું છું કે તેમના ઉર્દુ પુસ્તક **"મુસલમાન—બીબીયાં"** નું ભાષાંતર કરી આપ સમક્ષ પેશ કર્યું છે. એમાં આં હઝરત સલ૦ તથા આપની બીબીઓ (પત્નિઓ) તથા બેટીઓ તથા સહાબા અને સહાબિયાત રદી૦ના પવિત્ર અને અનુકરણીય જીવન દ્રષ્ટાંતો આપવામાં આવ્યા છે.

પુસ્તકની ભાષા અત્યંત સરળ અને સાદી એટલા માટે રાખી છે કે ગમે તેવું ઓછું ભણેલાં સ્ત્રી-પુરૂષો અને બાળ—બાળાઓ પણ સહેલાઈથી સમજી એનો લાભ ઉઠાવી શકે. મેં ઇસ્લામી સાહિત્ય સેવા ક્ષેત્રમાં ઝંપલાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો છે. અને આવા કેટલાક બીજા ઉપ્યોગી પુસ્તકો પ્રગટ કરવાની અભિલાષા ધરાવું છું. એમ તો મેં કેવળ અલ્લાહ અને તેના રસુલ સલ૦ના ભરોસા ઉપરજ આ કામ આરંભ્યું છે, અને તેમનાજ હાથમાં ઇન્સાની કાર્યોની સફળતા છે.

નિષ્ફળતાનો આધાર છે, પરંતુ એમાં આપ જેવા સહૃદય ભાઇ–બ્હેનોની સહાનુભૂતી અને સહાયની પણ અત્યંત જરૂર છે.

આપ સૌ જાણે છો કે યુદ્ધના કારણે કાગળના ભાવો બેહદ વધી ગયા છે. છતાંયે મેં માત્ર સેવા ભાવથી પ્રેરાઇ આ કાર્ય શરૂ કર્યું છે. અગર એમાં કમાણીનો આશય હોત તો આવા ઉંચા ગ્લેઝ કાગળ વાપરવામાં આવ્યા ન હોત, અને તેની કીંમત છ આના કરતાં વધારે હોત.

અંતે એક પુસ્તક પ્રકાશક તરીકેનો મારો આ પહેલોજ પ્રયાસ છે. સંભવ છે કે એમાં કશી ભુલચુક રહેલી હોય, અગર કાંઇ દોષ જોવામાં આવે તો સુજ્ઞજનોને વિનંતી છે કે ટીકાકાર ન બનતાં પ્રેમ ભાવે મારૂં તે તરફ લક્ષ દોરશો તો આભારી થઇશ.

૧૫–૪–૪૦ \
અહમદાબાદ.

ખાદિમ,
સિકંદરખાન " વકીલ "

# મુસ્લિમ મહિલા દર્પણ

આપણા દેશથી ઘણી દુર સમુદ્ર પાર એક દેશ છે, જેને અરબસ્તાન કહે છે. તે દેશના શહેરનું નામ મક્કા છે, આ શહેરમાં આપણા પયગમ્બર હઝરત મોહમ્મદ મુસ્તુફા સલ૦ નો જન્મ થયો હતો. આ દેશના લોકોની હાલત ઘણીજ ખરાબ હતી. તેઓ ખુદાની જગાએ પત્થરાની પુજા કરતા હતા, અને જાત જાતના ભુડાં કામ કરતા હતા, દારૂ પિતા હતા, ચોરી કરવામાં તેમને કશી નાનમ લાગતી ન્હોતી, જુગારનો સામાન્ય રીવાજ હતો, સ્ત્રીઓ ઉપર જાત જાતના જુલમ કરતા, મતલબ કે દુનિયામાં કોઈ ભુંડું એવું કામ નહિં હોય કે જેમાં અરબ લોકો સંડોવાયલા ન હોય.

આપણા પયગમ્બર સલ૦ ની વય ચાળીસ વર્ષની થઈ, અને અલ્લાહ પાકે આપને પયગમ્બર બનાવ્યા, ત્થા લોકોને ઉપદેશ આપવાની આપને આજ્ઞા થઈ, ત્યારે આપ સલ૦એ બધા માણુસોને સંબોધીને કહ્યું કે હું ખુદાનો નબી છું. તેણે મને તમારી હિદાયત માટે મોકલ્યો છે, જુઓ આ મુર્તિઓ ઇબાદત કરવા લાયક નથી, તેમજ એ પત્થરા ખુદા થઇ શકતા નથી. ખુદા તો તે છે કે જેણે મને, તમને, જમીન, આકાશ અને તમામ દુનિયાને પેદા કરી છે. તેનીજ બંદગી કરો, અને તેનાથીજ બ્હીતા રહો.

આ વાતો સાંભળીને આપની કોમ આપના પર રોષે ભરાઇ બગડી બેઠી. આપના સગા સંબંધીઓ અને બીજા લોકો આપને દુઃખ દેવા લાગ્યા. છતાં આપની ઉપર એ દુઃખોની કશી અસર થતી ન્હોતી. આપ તો ખુદાનો પયગામ પહોંચાડવાના કાર્યમાં લાગેલાજ હતા. આપ લોકોને જે વાતો સમજાવતા તે સાચી હતી અને ખુદા તરફની હતી તથા તેમનાજ ફાયદાની હતી.

આસ્તે આસ્તે સમજુ માણુસ આપને માનવા લાગ્યા, ઉપદેશ પ્રમાણે ચાલવા લાગ્યા, અને મુર્તિઓની પુજા મુકી દઇ અલ્લાહુની ઇબાદત કરવા લાગ્યા, અને હર વખત આપની હજુરમાં હાજર રહેવા લાગ્યા. એજ લોકોને આપણે સહાબા કહીએ છીએ. તે સમયની બાનુઓ કે જેઓ આપની ઉપર ઇમાન લાવી અને છેલ્લી ઘડી સુધી આપની આજ્ઞા પાળતી રહી, તેમને આપણે સહાબીયાત કહીએ છીએ. કોઇ પુરૂષ અથવા સ્ત્રી આપણા નબી સલ૦ ઉપર ઇમાન લાવતા ત્યારે મક્કાના અધર્મી લોકો તેના દુશ્મન થઇ જતા અને તેને કષ્ટ દેતા. પરંતુ અલ્લાહ તથા તેના રસુલ સલ૦ ની પ્રીતીમાં સહાબા તથા સહાબીયાત આ તમામ સંકટો સહર્ષ સહન કરી લેતા અને તકલીફો ઉપર સબ્ર કરતા હતા.

આ બુઝુર્ગોનો મરતબો હઝરત રસુલે પાક સલ૦ પછી સૌથી મોટો છે, અને તેમનું દરેક કામ આપણા માટે ઉત્તમ

દુનિયામાં સૌથી પહેલાં આપણા નબી હઝરત મોહમ્મદ મુસ્તુફા સલ૦ ઉપર આપના બીબી હઝરત ખદીજા રદી-અલ્લાહો તઆલા અનહા ઇમાન લાવ્યાં. હઝરત રસુલે પાક સલ૦ ઉપર ઇમાન લાવવાનું માન અને મોટાઇ એક બાનુ ખાટી ગયાં.

આ એક ભયંકર સમય હતો, ઈસ્લામનો સ્વીકાર કરતાં જાન અને માલ જોખમમાં મુકાતો હતો. પરંતુ સહાબા રદી૦ અને સહાબીયાત રદી૦ એ ઇસ્લામ અને પયગમ્બર સલ૦ ની ખાતર તમામ જાતના સંકટો સહન કર્યાં, અને જાન માલની ઈસ્લામ આગળ કશી દરકાર કરી નહિં. એ સાચા મુસલમાનોએ પોતાના દીન, ખુદા અને ખુદાના રસુલ સલ૦ ના પ્રેમમાં જે જે સંકટો સહન કર્યા તેના થોડાક દાખલા રજુ કરવાનો અત્રે પ્રયત્ન કરવામાં આવે છે.

## દીન ઇમાન માટે સહેલાં સંકટો.

હઝરત ફાતમા રદી૦ હઝરત ઉમર રદી૦ ના બ્હેન હતાં એક દિવસ હઝરત ઉમર રદી૦ આપણા પયગમ્બર સલ૦ને શહીદ કરવાનો ઠરાવ કરીને ઘરમાંથી નીકળ્યા, એ વખત સુધી આપ મુસલમાન થયા નહોતા. રસ્તામાં એક સહાબી આપને મળ્યા. હઝરત ઉમરે તેમને કહ્યું:—"અફ્-સોસ! તમે તમારા બાપ દાદાના મઝહબનો ત્યાગ કરી મુસલાન થઇ ગયા."

તેઓએ ઉત્તર આપ્યો:—"હું મુસલમાન થઈ ગયો એ વાતને બાજુએ મુકી દો, પણ તમારા નજીકના સગાઓ પણ મુસલમાન થઈ ગયા છે, તેનું કેમ? પહેલાં તમારા ઘરની ખબર લ્યો ફરી મને શીખામણ આપો."

હઝરત ઉમરે પુછયું:—"તે કોણ છે?"

સહાબીએ જવાબ આપ્યો:—"તમારી બ્હેન અને બનેવી." આ વાત સાંભળતાંવારજ હઝરત ઉમર રઝી૦ને સખ્ત ગુસ્સો ચઢયો, તેથી વધારે વાતચીત ન કરી શકયા, અને બારોબાર બ્હેનને ત્યાં આવ્યા. ત્યાં ગયા તો મકાનનું બારણું વાસેલું હતું અને કુર્આન વાંચવાનો અવાજ અંદરથી આવતો હતો. આપે ગુસ્સામાંજ સાંકળ ખખડાવી, બારણું ઉઘાડવામાં આવ્યું. આપે બ્હેનને પુછયું:-"મકાનની અંદરથી અવાજ શાનો આવતો હતો."

બ્હેને જવાબ આપ્યો:-"કશુંય નહોતું."

આ વાત સાંભળતાંજ તેમનો ગુસ્સો વધી ગયો, અને બનેવીને માર મારવા માંડયો. બ્હેન બચાવ કરવા વચ્ચે પડયાં, એટલે તેમના વાળ પકડીને એટલો બધો માર માર્યો કે આખું શરીર લોહી લોહાણ થઇ ગયું. છતાં તેઓ ઈસ્લામથી ડગયા નહિ. તેઓએ મન મજબુત કરી કહ્યું:-"તમે મરજી પડે તેમ કરો, પરંતુ અમો તો ઈસ્લામનો ત્યાગ કરવાનાજ નથી."

બ્હેન, બનેવીના જવાબની હઝરત ઉમર રદી૦ ના મન ઉપર ઉંડી છાપ પડી. વળી બ્હેનને લોહી લોહાણ જોઈને દીલ નરમ થયું, ગુસ્સો નરમ પડયો ત્યારે કહ્યું:– "વારૂ તમે જે વાંચતાં હતાં, તે મને સંભળાવો ?"

હઝરત ફાતમા રદી૦એ કુર્આનના પાનાં આપની સમક્ષ મુકયાં. હઝરત ઉમર રદી૦ કુર્આન શરીફ વાંચતાં હતાં, અને તેમનું શરીર થરથર ધ્રુજતું હતું. વાંચ્યા પછી બે અખત્યાર પોકારી ઉઠયા "લાઇલાહા ઈલ્લલ્લાહો મોહમ્મદુર્રસુલુલ્લાહ."

હઝરત બીબી સમીઆ રદી૦ ઈમાન લાવ્યા, ત્યારે કાફરોએ તેમને લોખંડનું બખ્તર પહેરાવી સખ્ત તડકામાં બળતી રેત ઉપર સુવાડયા, છતાં ઈસ્લામ ઉપર અચળ રહ્યાં. છેવટે અબુ જહલ નામના એક કાફર માણસે બીબી સમીઆ રદી૦ ને બરછી મારી શહીદ કરી દીધાં.

બીબી લબીના રદી૦ અને ઝનીરા રદી૦ ને હઝરત ઉમર રદી૦ ઈસ્લામ લાવ્યા પહેલાં બેહદ દુ:ખ આપતા હતા. બીબી લબીના રદી૦ ને માર મારતાં થાકી જતાં, ત્યારે કહેતા કે મેં તને એટલા માટે માર મારવો બંધ નથી કર્યો કે મને તારા ઉપર દયા આવી હોય. પણ એટલા માટે બંધ કર્યો છે કે હું થાકી ગયો છું. અને મારા હાથ દુ:ખી ગયા છે.

# તવહીદ.

આપણા મઝહબની સૌથી મોટી વાત અને સૌથી પહેલી તાલીમ "તવહીદ" (એકેશ્વરવાદ) છે. તવહીદ કહે છે, ખુદાને એક માનવાને. એટલે તેના ગુણ અને રૂપમાં કોઇને ભાગીદાર ન ઠરાવો, અને એવી રીતે માનવું કે અલ્લાહ પાકમાંજ બધી શકિત છે, તેજ મારે છે, તેજ જીવાડે છે, તેણેજ આપણને પયદા કર્યા છે, તેજ આપણને રોજી આપે છે, તેની શકિત અને કૌવત દરેક વસ્તુ કરતાં વધારે છે, પોતાના કામમાં કોઇનો મોહતાજ નથી. તે તમામનો અધિકારી છે, તેના ઉપર કોઇનો અધિકાર ચાલતો નથી, તેણેજ તમામ વસ્તુઓ પયદા કરી છે. છતાં તેને કોઇએ પયદા કર્યો નથી. તેના નથી મા-બાપ કે નથી ભાઇ બ્હેન. હમેશથી છે, અને હમેશ રહશે. તેજ ઈબાદત, બંદગી અને પુજા કરવાને લાયક છે.

સહાબીયાતે મોટાં મોટાં દુઃખ વેઠયાં, છતાં પણ કદી ખુદાની તવહીદનો ઈન્કાર કર્યો નથી.

બીબી ઉમ્મે શુરેક રદી૦ મુસલમાન થયાં ત્યારે કાફરો એ તેમને તડકામાં ઉભાં કર્યાં, અરબ દેશમાં સખ્ત તાપ પડે છે, તડકામાં ઉભો કરવો એ ત્યાંની સખ્ત સજા હતી. અત્યાચારી કાફરોએ આપને તડકામાં ઉભાં રાખી જમવા માટે રોટલા સાથે મધ આપ્યું. રોટલા અને મધનો ગુણ

ગરમ છે. મધ ખવાડવાની મતલબ તરસ વધારે લાગવાની હતી. ત્રણ દિવસ સુધી તે બાનુને તડકામાં ઉભાં રાખવામાં આવ્યા. ત્રીજા દિવસે કાફરોએ કહ્યું કે તમે ખુદાની તવહીદનો ઈન્કાર કરો. તેમની ઉપર આ દુઃખની એટલી બધી અસર થઈ હતી કે તેઓ બેભાન થઇ ગયાં હતાં. કાફરોની વાત સમજી શકયા નહિં. ત્યારે કાફરોએ આસ્માન તરફ ઇશારો કરીને સમજાવ્યું કે ખુદાની તવહીદનો ઈન્કાર કરો. બીબીએ તેમનો ભાવ સમજીને કહ્યું:-"ખુદાના સમ મને તો તવહીદમાં અચળ વિશ્વાસ છે, હું એને કદીયે ત્યાગ કરવાની નથી."

બીબી ઉમ્મે સલીમ રદી૦ મદીના શરીફમાં મુસલમાન થયાં. તેમના ભરથાર કાફર હતાં, ભરથારને ઈસ્લામની ખુબીઓ સમજાવતાં હતાં. તેથી તેમના પતિ નારાજ થઈ શામ ખાતે ચાલ્યા ગયા. અને ત્યાંજ મરણ પામ્યા. આ બધા કષ્ટોની લેશ માત્ર પણ દરકાર કર્યા વગર તેમનો વિશ્વાસ ઇસ્લામ ઉપર દ્રઢ રહ્યો.

એજ બીબી ઉમ્મે સલીમ રદી૦ ને તલ્હા નામના શખ્સે નિકાહનો પયગામ મોકલ્યો. ત્યારે પહેલા ભરથારથી છુટા પાડવાનું જે કારણ હતું, તેજ કારણ અહિં પણ મવજુદ હતું. એટલે અબુ તલ્હા કાફર હતા. બીબી ઉમ્મે સલીમ રદી૦ એ જવાબ આપતાં કહ્યું:-

"મારો અને તમારો સાથ કેવી રીતે નભી શકે એમ છે? હું આં હઝરત સલ૦ને ખુદાના રસુલ સલ૦ માનું છું. અને તમો લાકડા અને પત્થરની મુર્તિઓમાં શ્રદ્ધા રાખો છો. હું તમારી પાસેથીજ જાણવા માગું છું કે જે મુર્તિ-ઓને માણુસે પોતાના હાથે બનાવી છે, અને ફરી પંડેજ તેને પયદા કરનાર તથા સર્વ શક્તિમાન ગણે છે. ત્યારે એ મુર્તિઓ કેવી રીતે નફો નુકશાન પહોંચાડી શકતી હશે?"

અબુ તલ્હા ઉપર હઝરત ઉમ્મે સલીમ રઝી૦ની વાતોની એટલી બધી અસર થઈ કે તેઓએ ઇસ્લામ સ્વીકાર કરી લીધો. તે પછી ઉમ્મે સલીમ રઝી૦ એ તેમની સાથે નિકાહ કરી લીધો.

## શિર્ક તરફ તિરસ્કાર.

આપણી આકાશી કિતાબ કુર્આન શરીફમાં અલ્લાહ પાકે ઠેક ઠેકાણે શિર્કની નિંદા કરી છે કેઃ—"જે (કોઈને) ખુદાનો ભાગીદાર બનાવે, તો તેની વાત એવી છે કે જાણે તે આકાશ પરથી નીચે ઉથલાઈ પાડયો. ફરી તેને (રસ્તામાં હિંસક પ્રાણી) ઉચકીને લઈ ગયો, અથવા પવનના વંટોળીયાએ તેને કોઇ જગ્યાએ નાંખી દીધો."

એજ પવીત્ર કુર્આનમાં બીજી જગ્યાએ ફરમાવ્યું છે. કેઃ-"જે લોકો ખુદા વગર (બીજાને) પોતાનો માલીક બનાવી રાખ્યો છે. તેનો દાખલો કરોળીયા જેવો છે કે.

તેણે પણ મકાન બનાવ્યું, અને કશો સંદેહ નથી કે મકાનોમાં સૌથી નબળું મકાન કરોળીયાનું મકાન છે. કદાચ લોકો આટલી વાત જાણતા."

એજ પવીત્ર કિતાબમાં આગળ ચાલતાં ફરમાવ્યું છે કે:—"અલ્લાહ આ (ગુનોહ) તો માફ કરતો નથી કે તેની સાથે કોઈને જોડીદાર ગણવામાં આવે, અને તેથી ઓછું જેને ચાહે માફ કરે. અને જેણે અલ્લાહનો સાથીદાર મુકર્રર કર્યો, તે સીધા રસ્તાથી ઘણી દુર ભટકી ગયો."

હદીસ શરીફમાં છે કે હઝરત રસુલે ખુદા સલ૦ એ હઝરત મઆઝ રદી૦ ને કહ્યું કે હે મઆઝ! રદી૦ તમે જાણો છો કે અલ્લાહનો હક્ક મનુષ્યો ઉપર શો છે. હઝરત મઆઝે કહ્યું કે અલ્લાહ અને તેના રસુલ સલ૦ વધુ જાણે છે. આપે ફરમાવ્યું કે અલ્લાહ પાકનો હક્ક માણસો ઉપર એ છે કે અલ્લાહની ઇબાદત કરે, કોઈને તેનો શરીક (સાથીદાર) ન બતાવે. અને મનુષ્યનો હક્ક અલ્લાહ ઉપર એ છે કે જે માણસ અલ્લાહ સાથે કોઈને સાથીદાર નથી ઠરાવતા તેમની ઉપર અઝાબ નહિં થાય.

સહાબીયાત રદી૦ શિર્કને બહુ ધિક્કારતાં હતાં, તેઓ પોતાના મુશરીક સગા સંબંધીઓ સાથે વાત કરવાનું પણ પસંદ કરતાં ન્હોતાં. બીબી અસ્મા રદી૦ પાકાં મુસલમાન હતાં. તેઓ શિર્કને એટલો તિરસ્કારતાં હતાં કે એકવાર તેમના માતા સોગાદની કોઈ વસ્તુ લઈને તેમની પાસે આવ્યાં.

પરંતુ તેઓ મુસલમાન ન્હોતાં થયાં, તેથી તેમને મકાનમાં આવવા દીધાં નહિં. અને હઝરત આયશા રદી૦ ને કહેવડાવ્યું કે તેઓ રસુલે પાક સલ૦ ને પુછી જણાવે કે આવા પ્રસંગે મારે શું કરવું જોઈએ. આપ સલ૦ એ ફરમાવ્યું કે તેમની લાવેલી જણસો રાખી લો, અને તેમને મકાનની અંદર આવવા દો. એજ અલ્લાહતનો હુકમ છે.

બીબી અસ્મા રદી૦ એ આં હઝરત સલ૦ નો હુકમ જાણી લીધો, ત્યારે ભારે માન સાથે મકાનમાં માતાને બેસાડ્યાં અને તેઓ જે જણસો લાવ્યાં હતાં તે પણ રાખી લીધી.

હઝરત રસુલે પાક સલ૦ ના બીબી હઝરત ઉમ્મે હબીબા રદી૦ ને શિર્ક પ્રત્યે એટલો બધો તિરસ્કાર હતો કે એકવાર તેમના પિતા અબુ સુફીયાન કોઈ કારણવશ આં હઝરત સલ૦ ની પાસે મદીના શરીફ આવ્યા, તેઓ અત્યાર સુધી મુસલમાન થયા ન્હોતા. તેમના દીકરી હઝરત ઉમ્મે હબીબા રદી૦ પણ ત્યાંજ મવજુદ હતાં. અબુ સુફીયાન તેમને મળવા ગયા. તેઓ મકાનની અંદર પહોંચ્યા ત્યારે રસુલે પાક સલ૦ નુ બીછાણું પાથરેલું હતું. અબુ સુફીયાન તે બીછાણા ઉપર બેસવા માંગતા હતા, પણ તરતજ હઝરત બીબી ઉમ્મે હબીબા રદી૦એ બીછાણું ઉઠાવી લીધું. આ વાત ઉપર અબુ સુફીયાનને સખ્ત ગુસ્સો ચઢયો. અને દિકરીને કહ્યું કે માલુમ પડે છે કે તમને બિછાણું મારા કરતાં ઘણું વ્હાલું લાગે છે. આપે ફરમાવ્યું કે એ બિછાણું

રસુલે પાક સલ૦ નું છે, પણ આપ મુશરીક છો, એટલે તેની ઉપર બેસવાને લાયક નથી.

## રસુલે પાક સલ૦ની મોહબ્બત.

રસુલુલ્લાહ સલ૦ ઉપર પ્રેમ ધરાવવો એ દરેક મુસલ-લમાનની ફરજ છે. હદીસ શરીફમાં હઝરત રસુલે પાક સલ૦ એ ફરમાવ્યું છે કે તમારામાં મોમિન તે હશે કે જે મારા ઉપર પોતાના પિતા, પોતાની ઓલાદ અને સર્વે માણસો કરતાં વધુ પ્રીતિ રાખે.

સહાબીયાત રદી૦ આં હઝરત સલ૦ ના પ્રેમને પોતાનું ઇમાન સમજતાં હતાં.

બીબી ઉમ્મે અમ્મારાહ રદી૦ ઓહદની લડાઇમાં શામિલ હતાં, તે લડાઇમાં ઇબ્ને કમીયાહ કાફરે હઝરત રસુલે પાક સલ૦ ઉપર તલ્વારથી હુમલો કર્યો. ત્યારે હ૦ ઉમ્મે અમ્મારાહ રદી૦ વ્યાકુળ થઈ ગયાં, અને તલ્વારથી તત્કાળ ઇબ્ને કમીયાહ ઉપર વાર કર્યો, પરંતુ તેણે લોખંડના બે બખ્તર પહેર્યા હતાં, આથી તેના ઉપર કાંઈ અસર થઇ નહિ. તેણે પાછળથી તેમને (બીબી ઉમ્મે અમ્મારાહ રદી૦) તલ્વાર મારી, જેથી તેઓ જખ્મી થઇ ગયાં, પછી સારા તો થઇ ગયાં, કિંતુ ખભા ઉપર તે જખ્મનો નિશાન જીવન પર્યંત કાયમ રહ્યો.

બીબી આયશા રદી૦એ હઝરત રસુલે પાક સલ૦ ની વફાત પછી એક વખતે ખાણું મંગાવ્યું. પછી ફરમાવ્યું. એવું કદિ બન્યું ન હોય કે મેં પેટ ભરીને ખાધું, અને મને રૂદન ન આવ્યું હોય. લોકોએ સબબ પુછયો. ત્યારે ફરમાવ્યું કે મને તે વખત યાદ છે કે જ્યારે રસુલે પાક સલ૦એ દુનિયાને છોડી. ખુદાના કસમ આપે દિવસમાં બે વખત પેટ ભરીને રોટી અને ગોશ્ત ખાધું નથી.

હઝરત સફિયાહ રદી૦ જેઓ હઝરત રસુલુલ્લાહ સલ૦ના પત્નિ હતાં, જ્યારે હઝરત રસુલે પાક સલ૦ બિમાર થયાં, ત્યારે આપની તમામ બીબીઓ (પત્નિઓ) આપને પુછવા અર્થે આવ્યાં. તો હઝરત સફિયાહ રદી૦ એ હસરત ભર્યા સાદે રસુલે પાક સલ૦થી અરઝ કરી કે યા રસુલુલ્લાહ સલ૦ મારી ઈચ્છા છે કે આપની તમામ વિપત્તિઓ મને મળી જાય, અને આપ સારા થઈ જાવ. આ સાંભળી બીજી બીબીઓ (પત્નિઓ) એક બીજાની તરફ જોવા લાગ્યાં. ત્યારે આપે ફરમાવ્યું કે ખુદાના સમ તેઓ સાચાં છે. ( ખરા અંતઃકરણથી કહે છે.) એક વખતે આપે પાણી અથવા દુધ પીધું, તેમાંથી કાંઈ બાકી રહ્યું, ત્યારે હઝરત ઉમ્મે હાની રદી૦ ને આપ્યું. તેઓએ કહ્યું જો કે મારો રોઝો છે, પણ હું આપનું એઠું પાણું ફેરવવા પસંદ કરતી નથી.

## આં હઝરત સલ૦નું અનુસરણ.

દુનિયામાં કોઇ પણું માણસ આં હઝરત સલ૦ના હુકમો ઉપર ચાલ્યા વગર પ્રગતિ મેળવી શકતો નથી. કુર્આનમાં છે કેઃ—"જેણે અલ્લાહ અને રસુલ સલ૦નું કહ્યું માન્યું, તેણે મહા સફળતા પ્રાપ્ત કરી."

બીજી જગ્યાએ ફરમાવ્યું છે કેઃ—"અલ્લાહનો હુકમ માનો અને રસુલ સલ૦નો હુકમ માનો, ને નાફરમાનીથી બચતા રહો. એમ છતાં પણ કદાચ તમો ખુદાના હુકમથી ફરી જાવ, તો જાણી લો કે અમારા રસુલ સલ૦ના જીમ્મે તો અમારા હુકમને સ્પષ્ટ રીતે પહોંચાડવાનુંજ હતું."

સહાબીયાત રદી૦ દરેક કામમાં હઝરત રસુલે પાક સલ૦નું અનુસરણ કરતાં, અને કઠણમાં કઠણ પ્રસંગો ઉપર પણ હઝરત રસુલે પાક સલ૦ના હુકમોને બજાવી લાવતાં.

બીબી આયશા રદી૦ રસુલે પાક સલ૦ને ચાશ્ત*ની નમાઝ પઢતા જોતાં હતાં. આથી પોતે પણ આ નમાઝને અત્યંત પાબંદી સાથે પઢતાં હતાં.

બીબી ઉમ્મે સલ્માહ રદી૦ જેઓ હઝરત રસુલે પાક સલ૦ ના પત્નિ છે. એક વખત વાળ ઓળાવતાં હતાં કે એટલામાં રસુલે પાક સલ૦નો મુબારક સાદ સાંભળ્યો. હજી

* આશરે નવ વાગે દિવસમાં જે નફિલ પઢવામાં આવે છે.

ખુત્બો આરંભ્યો હતો, અને માત્ર આ વાકય મુબારક મુખથી અદા કર્યો કે:-"હે લોકો!"

આ વાકયને સાંભળતાંવારજ તે બીબીએ વાળ ઓળનારીને કહ્યું કે જલ્દી વાળ બાંધી દો. તેણીએ કહ્યું આટલી જલ્દી શું છે? હજી તો હઝરત રસુલે પાક અલ૦એ માત્ર "હે લોકો"જ ફરમાવ્યું છે. બીબી ઉમ્મે સલ્માહ રદી૦ એ ફરમાવ્યું ખુબ! શું અમો માણસોમાં શામિલ નથી. તરતજ પોતાના વાળ બાંધીને ઉભાં થઇ ગયાં, અને ખુત્બામાં શામિલ થયાં. અને આખોય ખુત્બો ઉભા રહીને સાંભળ્યો.

હઝરત રસુલે પાક સલ૦એ તે હજમાં કે જેના પછી આપની વફાત થઇ. પોતાની બીબીઓ (પત્નિઓ)ને ફરમાવ્યું કે આ હજ પછી ઘરથી બ્હાર ન નિકળજો. હઝરત ઝયનબ રદી૦ અને હઝરત સવદા રદી૦એ આ હુકમની ઘણી સખતાઇ સાથે પાબંદી કરી. અને આખીય વય ઘરથી બ્હાર નિકળ્યા નહિં. બીબી સવદા રદી૦ ફરમાવ્યા કરતાં હતાં કે મેં હજ કરી, ઉમરાહ કર્યાં, અને હવે અલ્લાહના હુકમથી ઘરમાં બેઠી છું.

બીબી આયશા રદી૦એ એક વખતે અરફાના દિવસ રોઝાથી હતાં, ગરમીની રૂતુ હતી. તડકો એટલો તેજ હતો કે લોકો પોતાના માથા ઉપર વારંવાર પાણીના છાંટાં નાખી વખત વીતાવી રહ્યા હતા. કોઇએ હઝરત આયશા રદી૦

ને કહ્યું કે રોઝો તોડી નાખો. ત્યારે આપે જવાબ આપ્યો કે મેં હઝરત રસુલે પાક સલ૦ થી સાંભળ્યું છે કે અરફાના રોઝાથી આખા વરસના ગુનાહો માફ થઇ જાય છે, હું આ રોઝાને કેવી રીતે તોડી શકું ?

બીબી ઝયનબ રદી૦ બિન્તે હજશના ભાઇનો ઇન્તેકાલ થયો, ત્યારે તેના ચોથા દિવસે આપે તે સ્ત્રીઓ સમક્ષ કે જેઓ ત્યાં હાજર હતી. ખુશ્બો લગાડી અને ફરમાવ્યું. મને તે વખતે ખુશ્બો લગાડવાની જરૂર ન્હોતી, પરંતુ મેં હઝરત રસુલે પાક સલ૦ને મિમ્બર ઉપર ફરમાવતાં સાંભળ્યું છે કે કોઇ મુસલમાન સ્ત્રી પોતાના પતિ સિવાય બીજા સગા સંબંધીનો ત્રણ દિવસથી વધુ શોક પાળે એ જાયઝ નથી.

---

## ઇબાદત.

---

**નમાઝ.**

આપણા રસુલે પાક સલ૦ની ઉપર પાંચ વખતની નમાઝો ફરઝ કરવામાં આવી છે. કુર્આને કરીમમાં ઠેક ઠેકાણે નમાઝની તાકીદ કરવામાં આવી છે. એક જગ્યાએ ફરમાવ્યું છે કે:—

"નમાઝ પઢો અને ઝકાત આપતા રહો, જે કાંઈ ભલાઇ પોતાના માટે આગળથી મોકલી આપશો, તેને ખુદાને

ત્યાં મેળવશો, અને તમે જે કાંઇ કરો છો તેને ખુદા જુએ છે. ”

હદીસ શરીફમાં છે કે એક પ્રસંગે હઝરત રસુલે પાક સલ૦એ સહાબાને પુછ્યું કે કદાચ કોઇના દ્વાર ઉપર નહેર હોય, અને તે તેમાં પાંચ વખત સ્નાન કરે. તો શું તેના શરીર ઉપર મેલ બાકી રહેશે ? લોકોએ કહ્યું નહિ. આપે ફરમાવ્યું કે આવીજ મિશાલ પાંચે નમાઝોની છે કે જેની મારફતે અલ્લાહ ગુનાહને માફ કરી દે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદી૦ વર્ણન કરે છે કે મેં રસુલે પાક સલ૦ને પુછ્યું કે અલ્લાહને કયો કામ વધુ પસંદ છે. ફરમાવ્યું નમાઝ.

અબ્દુલ્લાહ બિન શકીક રદી૦ ફરમાવે છે કે સાહબા રદી૦ આમાલમાં નમાઝ છોડવાને કુફ્ર સમજતા હતા.

આજ કાલ સ્ત્રીઓ નમાઝમાં ઘણીજ ગફલત કરે છે. નમાઝ છોડવા માટે તેમને ઘણા બહાના મળી જાય છે, કિંતુ તેઓ જાણતી નથી કે કયામતના દિવસે સૌથી પ્રથમ નમાઝ સબંધે પુછવામાં આવશે.

સહાબીયાત રદી૦ નમાઝના અત્યંત પાબંદ હતાં, અને સર્વે કામોથી વધુ નમાઝ ને જરૂરી સમજતાં હતાં. આપણે ફરઝ નમાઝોની પણ આટલી પાબંદી કરતાં નથી, કે જેટલો તેઓ સુન્નતો અને નફિલોનો ખ્યાલ રાખતાં હતાં.

બીબી આયશા રદી૦નો હુજરો મસ્જીદે નબવી સાથે જોડાયલો હતો. જ્યારે રસુલે પાક સલ૦ મસ્જીદમાં નમાઝ પઢાવતાં, ત્યારે તેઓ પોતાના હુજરામાંથી તેનું અનુકરણ કરતાં હતાં.

બીબી ઉમ્મે હબીબા રદી૦એ રસુલે પાક સલ૦થી સાંભળ્યું હતું કે જે માણુસ દરરોજ બાર (૧૨) રકાત નફિલ પઢશે. અલ્લાહ પાક તેના માટે જન્નતમાં ઘર બનાવશે. તેઓ આ નફિલને અત્યંત પાબંદી સાથે પઢતાં હતાં.

બીબી ખુલા બિન્તે હકીમ રદી૦ દિવસે તો રોઝો રાખતાં અને રાત્રે ઈબાદત કરતાં હતાં.

બીબી આયશા રદી૦ અશરાક*ની નમાઝ બરાબર પાબંદી સાથે પઢતાં હતાં. જો કે રસુલે પાક સલ૦એ આ નમાઝને આખી વયમાં માત્ર એકજવાર પઢી હતી.

બીબી આયશા રદી૦ તહજ્જુદની નમાઝ રસુલે પાક સલ૦ની સાથે અદા કરતાં હતાં, અને કદિ તો આખી આખી રાત રસુલે પાક સલ૦ની સાથે નફિલો પઢતાં હતાં.

## ઝકાત અને ખેરાત.

માલ એકઠું કરવામાં સ્ત્રીઓ ઘણીજ પ્રખ્યાત છે. ઘરેણાં બનાવવાનો શોખ તેમની અંદર હદ ઉપરાંત હોય.

* તે નમાઝ કે જે સુર્ય નિકળ્યા પછી પઢવામાં આવે છે.

છે. પરંતુ ઘણી થોડી સ્ત્રીઓ એવી નિકળશે કે જેઓ રૂપિયા અને ઘરેણાંની ઝકાત આપતી હશે. મુસલમાનોમાં અત્યંત થોડા એવા કુટુંબો દ્રષ્ટિગોચર થશે, કે જ્યાં અલ્લાહ અને રસુલ સલ૦ને પ્રસન્ન કરવા માટે ખેરાત કરવામાં આવતી હોય. પરંતુ સહાબીયાત રદી૦ દરેક કામમાં અલ્લાહ અને તેના રસુલ સલ૦ની ખુશી શોધતાં, અને દરેક રીતે પોતાની આખરત સુધારવાના પ્રયત્નો કરતાં હતાં. ખુદા અને રસુલ સલ૦ના હુકમો આગળ માલની કશી વિસાત ગણવામાં આવતી ન્હોતી. કુર્આન શરીફમાં છે કેઃ–

"જે લોકો ચાંદી અને સોનું એકઠું કરે છે, અને તેને ખુદાના માર્ગમાં ખર્ચ કરતા નથી. કહી દો કે તેમના માટે સખ્ત અઝાબ છે."

બીજી જગ્યાએ છે કેઃ–"જે લોકો ઈમાન લાવ્યા અને સુકૃત્યો (પણ) કર્યાં, અને નમાઝ પઢતા તથા ઝકાત આપતા રહ્યાં. તેઓને તેમના પરવરદિગારને ત્યાં સવાબ મળશે, અને તેમને કોઇ પ્રકારનો ભય રહેશે નહિં, અને તેઓ ઉદાસ પણ થશે નહિ."

ત્રીજી જગ્યાએ ફરમાવ્યું છે કેઃ–"લોકો! જ્યાં સુધી (ખુદાના માર્ગમાં તે વસ્તુઓમાંથી) ખર્ચ ન કરશો કે જે તમને વ્હાલી છે. નેકીના (દરજ્જા) ઉપર કદાપી પણ

પહોંચી શકશો નહિ. અને કોઇ પણ વસ્તુ તમે ખર્ચ કરો, તે અલ્લાહ જાણે છે.”

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદી૦ વર્ણન કરે છે કે રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે જે માણસ માલદાર થઇને માલની ઝકાત આપતો નથી, કયામતના દિવસે તે દોલત સર્પ બનાવીને તેના ગળામાં નાખવામાં આવશે.

હઝરત અબુ હુરેરા રદી૦ ફરમાવે છે કે હઝરત રસુલે પાક સલ૦ એ ફરમાવ્યું છે કે જે માણસ સોના ચાંદીનો માલીક છે, અને તેની ઝકાત ન આપે તો કયામતના દિવસે તેના માટે અગ્નીની તખ્તીઓ બનાવવામાં આવશે, અને તેઓને દોઝખની અગ્નીમાં ગરમ કરવામાં આવશે, અને ફરી તે તખ્તીઓથી તેના પડખા, માથું અને કેડને ડામ દેવામાં આવશે.

હઝરત આયશા રદી૦નું કથન છે કે જયારે ઝકાત આપવામાં ન આવે, અને તે માલમાં મળતી રહે તો ઝકાત તે માલને તબાહ કરી નાંખે છે.

હઝરત અબુ ઝર રદી૦એ હઝરત રસુલુલ્લાહ સલ૦ને પુછયું કે અલ્લાહને ત્યાં ખેરાતનો શો સવાબ છે. આપે ફરમાવ્યું કે અલ્લાહને ત્યાં ખેરાતનો સવાબ અનેક ગણો વધારે છે.

એક રીવાયતમાં છે કે ખેરાત ખુદાનો ગુસ્સો ઠંડો કરે છે, અને બુરા અંજામથી બચાવે છે.

હઝરત અલી કર૦ ફરમાવે છે કે ખેરાત કરવામાં જલ્દી કરો, એટલા માટે કે સદકાથી બલાઓ વધવા પામતી નથી.

એક સહાબીયા રદી૦ પોતાની એક દિકરીને રસુલે પાક સલ૦ પાસે લઇ આવ્યાં તે છોડીએ સોનાના કંકણુ પહેર્યાં હતાં. આપે ફરમાવ્યું:—"શું તમે એની ઝકાત આપો છો ?"

તેઓએ કહ્યું નહિં. આપે ફરમાવ્યું શું તમને એ પસંદ છે કે એના બદલામાં કયામતના દિવસે અલ્લાહ મીયાં તેને અગ્નીના કંકણુ પહેરાવે. તેઓએ આ સાંભળતાં વારજ તે કંકણુ કાઢીને રસુલે પાક સલ૦ની આગળ નાંખી દીધાં, અને કહ્યું કે આ અલ્લાહ અને રસુલ સલ૦ના છે.

હઝરત ઝયનબ રદી૦ જેઓ આપણા રસુલે પાક સલ૦ ના પત્નિ છે. પોતાની વફાતના સમયે પૈસા ટકા કાંઇ મુકયા ન્હોતા, તેમને જે કાંઈ મળતું તે ખેરાત કરી દેતા.

હઝરત બીબી આયશા રદી૦ની પાસે એક પ્રસંગે એક સહાબી આવ્યા. આપે તેમને પુછયું. "શું તમારી ઓલાદ છે?" તેઓએ કહ્યું:—"નહિ." આપ બોલ્યાં જો કદાચ મારી પાસે દસ હજાર દિરહમ હોત તો હું તમને આપત. અનાયાસે તેજ દિવસે સાંજે હઝરત મુઆવીયા રદી૦ એ આપની સેવામાં કંઈક રકમ મોકલી. જ્યારે તે રૂપિયા

આયશા રદી૦ને મળ્યા, ત્યારે ફરમાવ્યું કે મને કેટલી જલ્દી અજમાવવામાં આવી. તેજ વખતે તે સહાબીને બોલાવી દશ હજાર દિરહમ આપી દીધાં. તેઓએ આ રૂપિયાથી એક દાસી ખરીદી.

હઝરત બીબી આયશા રદી૦ની પાસે એક પ્રસંગે અબ્દુલ્લાહ બીન ઝુબયર રદી૦એ એક લાખ દિરહમ મોકલ્યા. આપે તે દિવસે રોઝો રાખ્યો હતો. હઝરત અયશા રદી૦ એ તેજ વખતે સઘળો માલ ખેરાત કરી દીધો. હઝરત ઉમ્મે ઝર્રાહ રદી૦ કે જેઓ આપની દાસી છે. અરઝ કરી કે કદાચ આ રૂપિયામાંથી કાંઈ ગોશ્ત ખરીદી લીધું હોત તો રોઝો ખોલવાના કામમાં આવત. આપે ફરમાવ્યું કે તમે પહેલાંથી કેમ યાદ ન અપાવ્યું ?

હઝરત બીબી અસ્માઅ રદી૦ એટલી બધી ખેરાત કરતાં હતાં કે તેમની પાસે કાંઈ બાકી રહેતું ન્હોતું. જ્યારે બીલકુલ હાથ ખાલી થઈ જતાં ત્યારે કરજ લેતાં. લોકોએ પુછ્યું કે આપ કરજ શા માટે લો છો ? ત્યારે આપે ફરમાવ્યું કે જે મનુષ્ય અદા કરવાની નિયત રાખે છે. અલ્લાહ તેની મદદ કરે છે, હું તેની મદદને શોધું છું.

હઝરત બીબી અસ્માઅ રદી૦ ને પોતાની બ્હેન હઝરત આયશા રદી૦ની વફાત પછી હિસ્સામાં એક જંગલ મળ્યો હતો. પરંતુ તેઓએ તેને એક લાખ દિરહમમાં વેચી.

નાંખ્યો. અને બધા રૂપિયા પોતાના સગા સંબંધીઓમાં વ્હેંચી દીધા.

હઝરત ઝયનબ રદી૦ના પતિ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઉદ ઘણુાંજ ગરીબ હતા, એઓ એક હુન્નર જાણુતાં હતાં. તેની મારફતે પોતાના પતિરાજની સેવા કરતાં હતાં, અને બાળકોનું પણુ પાલણુ પોષણુ પણુ કરતાં હતાં. પરંતુ જે કમાવતાં તે સઘળું ઘરમાં ખર્ચ થઇ જતું. એટલું પણુ બચતું ન્હોતું કે તેઓ કોઇને કાંઇ સદકો અને ખેરાત આપી શકે.

એક દિવસ તેઓએ પોતાના પતિરાજને કહ્યું કે હું જે કાંઇ કમાવું છું તે સઘળું તમારા અને તમારા બાળકોમાં ખર્ચ થઇ જાય છે, હું સદકો અને ખેરાત કાંઇ પણુ કરી શકતી નથી. તેમજ બતાવો કે એમાં મારો શો ફાયદો છે? તેમના પતિએ જવાબ આપ્યો કે હું તમને નુકશાન આપવા માંગતો નથી. તમે તમારો ફાયદો વિચારો. આ જવાબ સાંભળી હઝરત બીબી ઝયનબ રદી૦ હઝરત રસુલે પાક સલ૦ પાસે ગયાં. અને કહ્યું યા રસુલુલ્લાહ સલ૦ હું એક હુન્નર જાણું છું. મારા પતિ અત્યંત ગરીબ છે. જે કમાઉં છું, તે સઘળું મારા પતિ અને બાળકોમાં ખર્ચ થઇ જાય છે. જેથી હું ગરીબ અને મિસ્કીનોને ખેરાત આપી

શકતી નથી. એવી સ્થીતિમાં મને કાંઇ સવાબ મળે છે? આપે ફરમાવ્યું:–"હા."

બીબી ઉમ્મે સલ્માહ રદી૦ પોતે પણ ખુદાના માર્ગમાં ખર્ચ કરતાં હતાં, અને બીજાઓને પણ નસિહત કરતાં હતાં. એક પ્રસંગે હઝરત અબ્દુર્રેહમાન બિન ઓફ રદી૦ એ બીબી સલ્માહ રદી૦ને કહ્યું કે માતાજી! મારી પાસે એટલું ધન એકઠું થઇ ગયું છે કે હવે વિનાશનો ભય છે. તેઓએ કહ્યું બેટા ખર્ચ કરો.

એક પ્રસંગે હઝરત રસુલે પાક સલ૦એ ઇદના ખુત્બામાં સદકા અને ખેરાતની ફઝીલતોનું વર્ણન કર્યું. તે મજલીસમાં સ્ત્રીઓ પણ મવજુદ હતી. તેઓએ પોતાના કાનોની બાલીઓ અને હાથોના વેઢ ઉતારી ઉતારી અલ્લાહના માર્ગમાં આપી દીધાં અનાયાસે તે વખતે બીબી અસ્માઅ રદી૦ની પાસે માત્ર એક લોંડી સિવાય બીજું કાંઇ ન્હોતું. તેઓએ પોતાની દાસીને વેચી સઘળા રૂપિયા અલ્લાહના માર્ગમાં આપી દીધા. યાદ રાખો! આપણી માફક સહાબીયાત રદી૦ સદકો આપવામાં ઓછા વત્તાનો લેશ માત્ર પણ ખ્યાલ કરતાં ન્હોતાં. બલ્કે તેમની પાસે જે કાંઇ હોતું તે સઘળું માગનારને આપી દેતાં.

બીબી આયશા રદી૦ની પાસે એક સ્ત્રી માગવા આવી, તેની ગોદમાં બે નાના બાળકો હતાં. તે વખતે આપની

પાસે માત્ર એકજ ખજુર સિવાય કાંઈ ન્હોતું. આપે તે ખજુરના બે કકડા કરી બન્ને બાળકોમાં વ્હેંચી દીધાં.

**રોઝો.**

મુસલમાનો ઉપર આખા વરસમાં એક માસના રોઝા ફરઝ છે. કુર્આન શરીફમાં છે કે:—"મુસલમાનો ! જેવી રીતે તમારાથી પહેલાના લોકો ઉપર રોઝો રાખવો ફરઝ હતો, તેવીજ રીતે તમારા ઉપર પણ ફરઝ કરવામાં આવ્યો છે. જેથી તમો (ઘણા ગુનાહોથી) બચો."

રોઝાનો મહિનો અત્યંત બરકતવાળો મહિનો છે, કુર્આન શરીફ અને હદિસ શરીફમાં એની ઘણી ફઝીલતો વર્ણવામાં આવી છે.

આ મહિનામાં આપણા રસુલે પાક સલ૦ની ઉપર ખુદાનો પયગામ એટલે કુર્આને કરીમ ઉતર્યો. હઝરત રસુલે પાક સલ૦ ફરમાવે છે કે રમઝાન મહિનામાં શયતાનોને કેદ કરવામાં આવે છે, દોઝખના દરવાજા બંદ કરી દેવામાં આવે છે અને જન્નતના દ્વાર ઉઘાડવામાં આવે છે. એવીજ રીતે હઝરત રસુલે પાક સલ૦એ રોઝા રાખનારને ઘણી મોટી મોટી ખુશ ખબરીઓ સંભળાવી છે. આપે ફરમાવ્યું કે જન્નતના આઠ બારણા છે. તેમાંથી એક દરવાજાનું નામ "રયાન" છે તે દરવાજામાંથી માત્ર રોઝા રાખનાર સિવાય બીજો કોઈ પણ પ્રવેશ કરી શકશે નહિં. બીજી જગ્યાએ

આપે ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે રોઝો મારા માટે છે, અને હુંજ તેનો બદલો આપીશ.

આ ફઝીલતો અને બરકતો હોવા છતાં પણ અફસોસ છે કે કેટલીક સ્ત્રીઓ રોઝો રાખતી નથી, અને કેટલાક મકાનોમાં તો રમઝાન શરીફનો આખો મહિનો વીતી જાય છે. પરંતુ રોઝો રાખવાનો ખ્યાલ સુદ્ધાં પણ આવતો નથી. સહાબીયાત રદી૦ રમઝાન શરીફના રોઝા ઉપરાંત નફ્લી રોઝા પણ છોડતાં ન્હોતાં. બલ્કે કેટ કેટલીઓએ તો આખી આખી વયના રોઝા રાખ્યા છે.

હઝરત રસુલે પાક સલ૦ની પત્નિ હઝરત બીબી ઉમ્મે સલ્માહ રદી૦ મહિનાના ત્રણ વાર એટલે સોમવાર, ગુરૂવાર અને શુક્રવારનો રોઝો રાખતાં હતાં

હઝરત રસુલે પાક સલ૦ની બીજી પત્નિ હઝરત બીબી હફ્ઝાહ રદી૦એ છેલ્લા દમ સુધી રોઝાઓ છોડાયા ન્હોતા.

હઝરત અબુ ઉમામાહ રદી૦એ કેટલીકવાર હઝરત રસુલે પાક સલ૦ને અરઝ કરી કે મારા માટે શહાદતની દુઆ કરો કે હું અલ્લાહના માર્ગમાં કામ લાગું. આપે દરેક વખતે તેમના માટે સલામતીની દુઆ કરી. છેવટે એક પ્રસંગે હઝરત અબુ ઉમામાહ રદી૦એ અરઝ કરી કે મને કોઇ એવો કામ બતાવો કે તેમાં અલ્લાહ મને ફાયદો આપે. આપે ફરમાંવ્યું કે રોઝા રાખ્યા કરો. હઝરત અબુ ઉમામાહ

રદી૦એ એ હુકમ પછી કોઈ રોઝો છોડયો ન્હોતો. તેઓ દરરોજ રોઝા રાખતા હતા, અને આ નેક કામમાં તેમની પત્નિ અને તેમનો નોકર પણ ખુશીથી આપનો સાથ આપતા હતા. એટલે સુધી કે, આ મકાન રોઝદારોના કુટુમ્બ તરીકે પ્રખ્યાત થઇ ગયો. અનાયાસે તેમના મકાન માંથી ધુમાડો નિકળતો ત્યારે લોકો કહેતા કે હઝરત અબુ ઉમામાહ રદી૦ના ઘેર કોઈ મેહમાન આવ્યો હશે.

હજ.

એમ તો હજ માલદારો અને દોલતમંદો ઉપર ફરઝ છે. ઇસ્લામે ગરીબો અને મુફલીસો ઉપર એની પાબંદી નાંખી નથી. પરંતુ આટલી સરળતા હોવા છતાં પણ જ્યારે અમો સ્ત્રી વર્ગ ઉપર દ્રષ્ટિ નાંખીએ છીએ ત્યારે ઘણી ઓછી સ્ત્રીઓ એવી દેખાય છે કે જેમના દિલમાં આ ફરજ અદા કરવાની ધગશ મવજુદ હોય. માલ અને દવલત એકઠી કરવામાં અને જાત જાતના ઘરેણાં બનાવવામાં સ્ત્રી વર્ગ સૌથી આગળ છે.

બીબી આયશા રદી૦એ હઝરત રસુલે પાક સલ૦ થી જેહાદ (લડાઇ) ની આજ્ઞા માંગી, ત્યારે આપે ફરમાવ્યું કે તમારો જેહાદ હજ છે.

હઝરત અબુ હુરેરા રદી૦ વર્ણન કરે છે કે રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે જેણે અલ્લાહ માટે હજ

કરી અને હજના કાયદા કાનુનોની પુરે પુરી પાબંદી કરી તેના સઘળા ગુનાહ માફ થઇ જાય છે, અને તે ગુનાહોથી એવો પાક અને સાફ થઇ જાય છે કે જેવો બાળક પોતાની માતાના પેટથી નિર્દોષ જન્મે છે. હજની ફઝીલતો અને સવાબને પાસ કરવા માટે સહાબીઆત રદી૦ ઘણાંજ વ્યાકુળ રહેતા હતાં, અને તેઓ આ બરકતવાળા ફરઝને પોતાના અપંગ સગા સબંધીઓ તરફથી પણ પોતે અદા કરતાં હતાં. કેટલીક સહાબીયાત રદી૦એ તો આખી આખી વય હજ છોડી નથી.

બીબી આયશા રદી૦ લગભગ આખી વય હજ અદા કરતાં રહ્યાં, અને તેઓએ આ ફરઝને કદિ મુકયો નથી.

ખાનદાને ખસઅમની એક બીબીએ હઝરત રસુલે પાક સલ૦થી અરઝ કરી કે અલ્લાહ પાકે પોતાના બંદાઓ ઉપર હજ ફરઝ કરી છે. મારા પિતાજી એટલા વૃદ્ધ છે કે તેઓ આ ફરઝને સવારી ઉપર પણ સ્વાર થઇને અદા કરી શકતા નથી. શું હું તેમની તરફથી હજ કરી શકું છું ? આપે ફરમાવ્યું:— “ હા, ”

હજની સફરમાં એક બીબીએ પોતાનો બાળક હઝરત રસુલે પાક સલ૦ને દેખાડયો, અને પુછયું શું એનો હજ થઇ શકે છે ? આપે ફરમાવ્યું:—“ હા ” અને તેનો સવાબ તમને મળશે.

# સુનિતિ.

સુનિતિ નામ છે સારી ટેવો તથા સારી ખસલતોનું. હઝરત રસુલે પાક સલ૦ની શાનમાં અલ્લાહ પાકે એમ ફરમાવ્યું છે કે:—"બેશક, તમારા માટે રસુલુલ્લાહ સલ૦ની જાતમાં ઉત્તમ નમુનાની વાતો છે"

બીજી જગ્યાએ ફરમાવ્યું છે કે:—"બેશક, આપ મહાન ખુલ્ક (નિતિમાન) ઉપર છે."

એક માણુસે રસુલે પાક સલ૦ને પુછયું કે અલ્લાહ પાકે જે કાંઈ મનુષ્યને આપ્યું છે. તેમાં શ્રેષ્ઠ વસ્તુ કઈ છે? આપે ફરમાવ્યું કે સારી ટેવો.

જે નેક પુરૂષ અને નેક બીબી એટલે સહાબા રદી૦ અને સહાબીયાત રદી૦ હઝરત રસુલે પાક સલ૦ ઉપર ઇમાન લાવ્યાં અને આપના હુકમ ઉપર ચાલ્યાં, અને તેઓએ પોતાની ટેવોને હઝરત રસુલે પાક સલ૦ની ટેવો મુજબ બનાવી. શું આપણા માટે એથી વધુ ઉત્તમ કોઈ બીજો નમુનો હોઇ શકે છે?

વ્હાલી બાનુઓ, અને બાળાઓ! હવે અમે તમોને સુનિતિના કેટલાક દિલચશ્પ નમુના સહાબીયાત રદી૦ના સાચા બનાવોમાંથી સંભળાવીએ છીએ, અને જે સારી સારી ટેવો કે જેને તેઓએ રસુલે પાક સલ૦થી શીખી છે. વર્ણન કરીએ છીએ. જેથી તમે પણ તમારી જીંદગીમાં

પોતાના વિચારોમાં અને પોતાની ટેવોમાં તે બુઝુર્ગ બીબીઓની રીતો મુજબ ચાલવા માટે પ્રયત્ન કરો. જેઓએ હઝરત રસુલે પાક સલ૦નું અનુકરણ કરી પોતાને આખી દુનિયા માટે ઉત્તમ નમુનો બનાવ્યો.

## શરમ અને હયા.

શરમ અને હયા ઈમાનનો ભાગ છે. ખાસ કરી સ્ત્રીઓનું તે સાચું આભુષણ છે. હઝરત રસુલે પાક સલ૦ ફરમાવે છે કેઃ—"હયા અને ઇમાન ઉભય એકમેક સાથે સંકળાએલી વસ્તુઓ છે. જ્યારે બન્નેમાંથી એકને ઉઠાવી લેવામાં આવે તો બીજી વસ્તુ પોતાની મેળેજ ઉઠી જશે."

બીજી રીવાયતોમાં છે કે હયા ઈમાનની ડાળી છે. જોવામાં આવે છે કે અન્યની દેખા દેખી આપણી માતાઓ અને બ્હેનોએ પણ હવે તે રીતીઓ અખત્યાર કરી છે કે જે આપણી શરીફ બીબીઓ માટે શોભાસ્પદ નથી. લીબાસ પહેરે છે તો એવો કે જેમાં આખું શરીર ભપકાદાર દેખાય છે. એ રીત અને રીવાજ હઝરત રસુલે પાક સલ૦ પસંદ કરતાં ન્હોતાં. સહાબીયાત રદી૦ને એના પ્રત્યે અત્યંત ઘૃણા હતી.

આગળના એહવાલને વિચાર પુર્વક વાંચી જુઓ કે સહાબીયાત રદી૦માં શરમ કેટલી હદ પર્યંત હતી. એ

સાચા બનાવો તમને બતાવશે કે મુસલમાન બીબીઓ માટે આ સદ્‌ગુણ કેટલું આવશ્યક છે.

બીબી આયશા રદી૦ લિબાસમાં શરીઅતનો અત્યંત ખ્યાલ રાખતાં હતાં, એક પ્રસંગે તેમની ભત્રીજી હઝરત હફ્ઝા રદી૦ ઝીણું ઓઢણું ઓઢી તેમની સામે આવ્યાં. બીબી આયશા રદી૦એ જોતાંજવાર ક્રોધમાં આવી તે ઓઢણાંને ફાડી નાખ્યું. અને ફરમાવ્યું કે શું તમે જાણતા નથી કે અલ્લાહ પાકે સુરએ નુરમાં સ્ત્રીઓ માટે કેવા હુકમો ઉતાર્યા છે. ત્યાર પછી તેમને એક જાડા વસ્ત્રનું ઓઢણું મંગાવીને ઓઢાવ્યું.

બીબી આયશા રદી૦એ એક વખતે એક ઘરમાં મેહમાન તરીકે ઉતર્યાં. ઘરવાળાની યુવાન બાળાઓને જોઈ કે તેઓ ઓઢણું ઓઢયા વગર નમાઝ પઢી રહી હતી. આપે તેઓને સખ્તાઇ સાથે અટકાવતાં કહ્યું કે હવે પછી કોઇ છોડી ચાદર ઓઢયા વગર નમાઝ પઢે નહિં.

બીબી આયશા રદી૦ની પાસે એક પ્રસંગે શામના મુલ્કથી કેટલીક સ્ત્રીઓ આવી. તે દેશમાં એ દસ્તુર હતો કે સ્ત્રીઓ હમામ (સ્નાનાગૃહ) માં નગ્ન સ્નાન કરતી હતી. આપે ફરમાવ્યું. તમે તેજ સ્ત્રીઓ છો કે જેઓ હમામમાં જાય છે. રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે જે સ્ત્રી ઘરની

બ્હાર વસ્ત્રો ઉતારે છે, તે ખુદાના કોપમાં જરાએ અટકાયત બાકી રાખતી નથી.

બીબી આયશા રદી૦ એટલાં બધાં શરમાળ હતાં કે જ્યારે હઝરત ઉમર રદી૦ની વફાતનો સમય નજીક આવ્યો. ત્યારે નઝઅ (અંત ઘડી) ના વખતે તેઓએ પોતાના પુત્ર હઝરત અબ્દુલ્લાહ રદી૦ને બીબી આયશા રદી૦ની પાસે મોકલ્યા, અને પોતાની ઈચ્છા દર્શાવી કે તેઓ પોતાના હુજરામાં મને હઝરત રસુલે પાક સલ૦ના ચર્ણો નિકટ દફન થવાની આજ્ઞા આપે. બીબી આયશા રદી૦એ ફરમાવ્યું જો કે આ જગ્યા તો મેં મારા માટે રાખી છે, પરંતુ હું ખુશીથી હઝરત ઉમર રદી૦ના માટે આની રજા આપું છું. જ્યારે હઝરત ઉમર રદી૦ હઝરત આયશા રદી૦ના હુજરએ મુબારકમાં દફન થયાં, ત્યાર પછી હઝરત આયશા રદી૦ રસુલે પાક સલ૦ના મઝારે મુબારક ઉપર કદિ પણ વગર પરદે આવ્યાં ન્હોતાં.

હઝરત આયશા રદી૦ને પરદાનો એટલી હદ પર્યંત ખ્યાલ હતો કે એક વખતે તેમની પાસે એક બુઝુર્ગ હઝરત ઈસ્હાક તાબઈ રદી૦ (જેઓ આંધળા હતાં) આવ્યા, અને તેઓ તેમનાથી સંતાવા લાગ્યાં. હઝરત ઈસ્હાક રદી૦એ કહ્યું કે આપ મારાથી પરદો કેમ કરો છો ? હું તો આપને જોઈ

શકતો નથી. ત્યારે આપે ફરમાવ્યું કે તમે મને જોઈ શકતા નથી, પણ હું તો તમને જોઈ શકું છું.

રસુલે પાક સલ૦ની સાહબઝાદી બીબી ફાતમા રદી૦ પણ અત્યંત શરમાળ હતાં. જ્યારે આપની વફાતનો સમય આવ્યો ત્યારે આપે હઝરત અસ્માઅ રદી૦ને કહ્યું, મને એ પસંદ નથી કે પુરૂષોની પેઠે સ્ત્રીઓનો જનાઝો ખુલ્લો કબ્ર પર્યંત જાય. એમાં સ્ત્રીઓની બેપરદગી થાય છે, એ વાત મને સારી જણાતી નથી, ને મને કોઈ પણ પ્રકારે ઠીક લાગતી નથી. હઝરત અસ્માઅ રદી૦ બોલ્યાં કે મેં હબશના દેશમાં એક ઉત્તમ રીવાજ જોયો છે. આમ કહી ખજુરની કેટલીક ડાળીઓ મંગાવી. અને તેના ઉપર વસ્ત્ર વીંટાળ્યું. જેથી પરદા જેવો આકાર થઈ ગયો. બીબી ફાતમા રદી૦ ઘણાજ ખુશ થયાં, અને ફરમાવ્યું કે એ કાયદો ઘણોજ સારો છે. બીબી ફાતમા રદી૦ની વફાત પછી તેમનો જનાઝો હઝરત અસ્માઅ રદી૦એ બતાવેલ કાયદા મુજબ ઉઠાવવામાં આવ્યો.

## ગીબત અને નિંદા

ગીબતનો રોગ આજ કાલ સામાન્ય જોવામાં આવે છે. ખાસ કરી સ્ત્રીઓમાં આ વધુ જોવામાં આવે છે, જ્યાં ચાર સ્ત્રી મળી કે તેઓએ આની ગીબત અને તેની બુરાઈ કરવી શરૂ કરી દીધી. કોઈને બુરૂં કહેવામાં તેમને કાંઈ ભય હોતાજ નથી. તેઓ વગર રોકે ટોકે જે કાંઈ જીભ ઉપર આવે છે તે

ક્હેતી ચાલી જાય છે. ગીબત અને બુરાઈને તેઓએ પોતાની ટેવ બતાવી લીધી છે. તેઓ આ બાબતમાં ખુદા અને રસુલે ખુદા સલ૦થી બિલ્કુલ ડરતી નથી. આ ટેવ એટલી બધી ખરાબ છે કે તેના લીધે મોટા મોટા ખાનદાનોમાં કલેશ ઉત્પન્ન થવા પામે છે, એક બીજાના અંતરમાં નફરત (ઘૃણા) પેસી જાય છે, અને આવી ટેવોવાળો માણસ ઘણીજ જલ્દી લોકોમાં હલકો પડી જાય છે. કુર્આને શરીફમાં છે કે:—

"મુસલમાનો ! લોકો પ્રત્યે અતિષ્ય શંકા લાવવાથી બચતા રહો, કેમકે કેટલીક કુશંકા ગુનાહમાં દાખિલ થાય છે. અને એક બીજાના દુર્ગુણોની શોધમાં ન રહો. અને ન તમારામાંથી એક બીજાને પીઠ પાછળ બુરો કહો. શું તમારામાંથી કોઈ એ વાતને મંજુર કરશે કે પોતાના મરણ પામેલા ભાઈના ગોસ્તને ખાય. એ તો તમને મંજુર નથી. (ત્યારે ગીબત કેવી રીતે મંજુર હોય ? કે એ પણ એક પ્રકારનું મુરદાર ખાણું છે.) અને અલ્લાહથી ડરો. બેશક, અલ્લાહ તવબાને કબુલ કરનાર અને રહીમ છે."

એક સહાબીએ રસુલે પાક સલ૦ને પુછ્યું કે કઈ વસ્તુ મારા માટે વધુ ભયાનક છે, જેમાં પરોવાયાથી આપ ડરો છો. આપે પોતાની જીભ પકડી અને ફરમાવ્યું કે આની બુરાઈથી.

હઝરત ઇબ્ને અબ્બાસ રદી૦ વર્ણન કરે છે કે બે માણસો કે જેઓ રોઝદાર હતા. રસુલે પાક સલ૦ની સમક્ષ ઝોહર અથવા અસરની નમાઝ પઢી. જ્યારે તેઓ નમાઝ પઢી ચુકયા, ત્યારે રસુલે પાક સલ૦એ તે બન્ને કહ્યું કે તમારો વુઝુ અને નમાઝને ફરીથી અદા કરો. તેઓએ પુછયુ:-"કેમ? યા રસુલુલ્લાહ." આપે ફરમાવ્યું કે તમોએ ફલાણાં ફલાણાં માણુસની ગીબત કરી છે. સહાબીયાત રદી૦ની મજલિસો એવી વાતોથી સદંતર પવિત્ર રહેતી હતી, તેમની મજલિસોમાં અલ્લાહ અને રસુલે પાક સલ૦ના ઝીક્ર સિવાય કાંઇ થતુંજ ન્હોતું. તેઓ પોતાનો બધો વખત શરીઅતના મસઅલાઓને માલમ કરવામાં અને તેના ઉપર અમલ કરવામાં વીતાડી દેતાં હતાં. કદાચ અનાયાસે કોઇની બુરાઇ થઇ જતી તો કોઇને કોઇ અટકાવી દેતાં, અને ગીબતની વાતોને સત્વર અટકાવી દેવામાં આવતી.

એક પ્રસંગે બીબી આયશા રદી૦એ હઝરત બીબી સફિયાહ રદી૦ને ઠીંગણાં કહી દીધાં. જો કે હઝરત સફિયાહ રદી૦નો કદ નાનોજ હતો. પરંતુ એના ઉપર રસુલે પાક સલ૦એ ફરમાવ્યું કે:-હે આયશા રદી૦ તમે આ વખતે એવી વાત કહી કે કદાચ તેને સમુદ્રમાં નાખવામાં આવે તો તે પણ મેલું થઇ જાય."

એક પતિની બે પત્નિઓમાં પરસ્પર જેટલો દ્વેષ અને મતભેદ રહે છે, અને તેઓ એક બીજાની બુરાઈઓ ઉપર જેટલી દિલેરી અને વગર લગામની હોય છે. તેના મિશાલો આપણને ઘણી મળશે. કદાચ કમનસીબે પતિના પુછવાથી એક પત્નિએ બીજીની બુરાઇનો પ્રસંગ મળી જાય તો તે પતિ સમક્ષ બુરાઇઓના દફતરોના તફતર ખોલી દે છે, અને તેને પોતાનું સદ્ભાગ્ય માને છે. પરંતુ હઝરત રસુલે પાક સલ૦ની બીબીઓ ( પત્નિઓ ) આથી બચતાં હતાં.

આપણા રસુલે પાક સલ૦એ પોતાની બીજી પત્નિ હઝરત બીબી ઝયનબ રદી૦ને પુછ્યું કે આયશા રદી૦ના સબંધે તમારો શો મત છે, અને તેઓ કેવાં છે? હઝરત ઝયનબ રદી૦એ ઉત્તર આપ્યો કે તેમનામાં હું ભલાઈ સિવાય બીજું કાંઈ ભાળતી નથી.

બીબી આયશા રદી૦ કોઈ કારણસર હઝરત હિસ્સાન રદી૦થી નારાજ હતાં, આ નારાજીને જોઈ બીબી આયશા રદી૦ના કેટલાક સબંધીઓએ હઝરત હિસ્સાન રદી૦ને ખરાબ કહેવા ઈચ્છયું. આપે પોતાના સબંધીઓને અત્યંત સખ્તાઈ સાથે અટકાવ્યાં, અને ફરમાવ્યું કે હિસ્સાન રદી૦ ને ખરાબ ન કહો. એઓ રસુલે પાક સલ૦ના તરફથી મુશરીક કવિઓને જડબાં તોડ જવાબ આપતાં હતાં.

**સબ્ર.**

મનુષ્યના ઉપર અનેક પ્રકારની સ્થિતિઓ આવે છે. કદિ તે પોતાની સફળતા ઉપર ખુશ થાય છે, અને કદિ મુસીબતો તેને ચુરે ચુરા કરી દે છે. ઘણી વખતે જોવામાં આવ્યો છે કે વિપત્તીઓ અને પરેશાનીઓમાં લોકોના મુખમાંથી અસંગત શબ્દો નિકળી જાય છે. ખાસ કરી સ્ત્રીઓ મુસીબતના વખતે એવી બેહુદી વાતો મોઢાથી કાઢે છે કે કદાચ તેના અર્થ ઉપર વિચાર કરવામાં આવે તો તે શબ્દો કુફ્રમાં દાખિલ થાય છે.

વિપત્તીઓના સમયે દરેક માણુસની ફરજ છે કે તે સબ્ર (ધીરજ) અને શુક્ર સાથે કામ લે. કોઇ શબ્દ મોઢાથી એવો ન કાઢે જેથી અલ્લાહ પાક નારાજ થાય. ઘણી જગ્યાએ જોવામાં આવ્યું છે કે જયારે કોઇનું વ્હાલું મરણ પામે છે. અથવા કોઇ સબંધીનુ મૃત્યુ થાય છે, ત્યારે તે ઘરની સ્ત્રીઓ પોતાના વસ્ત્રો ફાડી નાખે છે, પોતાના વાળોને પીંખે છે, પોતાની છાતી કુટે છે અને કેટલાક પ્રસંગે તો એટલે હદ સુધી થવા પામે છે કે તમના મોઢાથી અત્યંત તોછડી વાતો નિકળે છે, મહિનાઓ પર્યંત મુરદાની કબર ઉપર જઇને રડે કુટે છે. કુર્આન શરીફમાં છે કેઃ-

"મુસલમાનો ! (તમારા ઉપર કોઇ પણ પ્રકારની વિપત્તી પડે તો તેના મુકાબલામાં) સબ્ર અને નમાઝની સહાય લ્યો. બેશક, અલ્લાહ સબ્ર કરનારનો સાથી છે."

હઝરત રસુલે પાક સલ૦ ફરમાવે છે કે જ્યારે કોઇનું બાળક મરણ પામે છે, ત્યારે અલ્લાહ પાક ફરિશ્તાઓને કહે છે કે તમે મારા બંદાની રૂહ (આત્મા) કબઝ કરી. ફરિશ્તાઓએ અરઝ કરે છેઃ—"હા." ફરી અલ્લાહ પાક ફરમાવે છે કે તમે તેના પિતાની અંતરની ખુશી છીનવી લીધી છે. ફરિશ્તાઓ કહે છેઃ—"હા" ફરી અલ્લાહ પાક પુછે છે કે મારા બંદાએ (એટલે બાળકના પિતાએ) શું કહ્યું ? ફરિશ્તાઓ અરઝ કરે છે કે તે બંદાએ તમારી તારીફ કરી, અને "ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન" (અમે અલ્લાહના છીએ, અને અમે તેની તરફ પાછા ફરનારા છીએ) પઢયો. ફરી અલ્લાહ પાક ફરિશ્તાઓને હુકમ આપે છે કે મારા બંદા માટે જન્નતમાં એક (સારો) મકાન બનાવો.

એક બીજી હદિસમાં છે કે હઝરત રસુલે પાક સલ૦એ રૂદન કરનાર પુરૂષ અને રૂદન કરનારી સ્ત્રી ઉપર લાનત કરી છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદી૦ વર્ણન કરે છે કે હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે તે માણસ અમારી રીત ઉપર નથી કે જેણે પોતાના ગાલો ઉપર લપડાકો મારી પોતાના પાલવને ફાડયું અને અજ્ઞાનતાના જમાના જેવા બુમ બરાડાઓ પાડયા. (એટલે આમ કહ્યું કે હાય ગઝબ, હાય ઝુલ્મ અને હાય મુસીબત.)

હઝરત અનસ રદી૦ બ્યાન કરે છે કે એક વખતે હઝરત રસુલે પાક સલ૦ એક કબર પાસેથી નિકળ્યા. તો જોયું કે એક સ્ત્રી કબરની પાસે બેઠી રૂદન કરે છે. આપે તે સ્ત્રીને કહ્યું કે અલ્લાહુથી ડરો અને સબ્ર કરો. ત્યારે તે સ્ત્રીએ કહ્યું જાવ, તમારા ઉપર મારા જેવી મુસીબત પડી નથી. તેણીએ હઝરત રસુલે પાક સલ૦ને ઓળખ્યા ન્હોતા. જ્યારે હઝરત રસુલે પાક સલ૦ તશરીફ લઈ ગયા, ત્યારે લોકોએ તેણીને કહ્યું કે તે તો રસુલ પાક સલ૦ હતાં. તે દોડતી દોડતી હઝરત રસુલે પાક સલ૦ના દરબારમાં હાજર થઇ અને કહ્યું કે મેં આપને ઓળખ્યા ન્હોતાં, રસુલે પાક સલ૦એ ફરમાવ્યું કે સબ્રનો સવાબ તો મુસીબતના આરંભમાંજ છે. સહાબીયાત રદી૦ મોટી મોટી વિપત્તીઓ ઉપર સબ્ર કરતાં હતાં, અને એક શબ્દ પણ શરીઅત વિરૂદ્ધ તેમના મોઢાથી કદિ નિકળતો ન્હોતો. તેઓ દરેક સ્થિતિમાં અલ્લાહ પાક ઉપર વિશ્વાસ રાખતાં હતાં. સબ્ર અને શુક્રના સવાબને હાથથી જવા દેતાં ન્હોતાં.

બીબી અસ્માઅ રદી૦ બિન્તે અબિસના પુત્રને જ્યારે મિસરમાં શહિદ કરી નાખવામાં આવ્યા, અને ઝાલીમોએ તેમના શબની બેહુરમતી કરી ત્યારે એથી વધુ તકલીફ દાયક ખબર બીબી અસ્માઅ રદી૦ માટે બીજી કઇ હોઈ શકે છે? પરંતુ તેઓએ આ ખબર સબ્ર અને શુક્ર સાથે

સાંભળી અને જાનમાઝ પાથરી નમાઝમાં લીન થઇ ગયાં. ઓહદની લડાઇમાં રસુલે પાક સલ૦ના કાકા હઝરત હમઝાહ રદી૦ શહિદ થયાં. કાફરોએ તેમની લાશની સાથે અત્યંત ખરાબ વર્તન ચલાવ્યું. નાક અને કાન કાપી નાખ્યા. આંખ્યો કાઢી નાખી, કાળજાને કાઢી દાંતો વડે ચબાવ્યું. તેમના બ્હેન સફિયાહ રદી૦ ભાઇના શબ ઉપર આવી રહ્યાં હતાં. રસુલે પાક સલ૦એ તેમને આવતાં જોઇ હઝરત ઝુબયર રદી૦ને કહ્યું:—"જુઓ! સફિયાહ રદી૦ હમઝાહ રદી૦ની લાશ જોવા ન પામે." કેમકે લાશની સ્થિતિ એવી હતી કે જેથી શંકા હતી કે તેને જોઇ તેઓ ધીરજ ધરશે નહિં. હઝરત ઝુબયર રદી૦ તરતજ બીબી સફિયાહ રદી૦ની પાસે આવ્યાં, અને તેમને કહ્યું કે રસુલે પાક સલ૦એ તમને પાછા ફરવાનો હુકમ આપ્યો છે. બીબી સફિયાહ રદી૦એ કહ્યું કે હું જાણું છું કે મારા ભાઇના નાક, કાન કાપી નાખ્યા છે. અને લાશની બેહુરમતી કરવામાં આવી છે. ખુદા જાણે છે કે મને એ પસંદ નથી. પરંતુ જો અલ્લાહે ઇચ્છયું તો હું ધીરજથી કામ લઇશ. હઝરત ઝુબયર રદી૦એ તેમનો આ જવાબ રસુલે પાક સલ૦ની સેવામાં અરઝ કરી દીધો. આ સાંભળી આપે બીબી સફિયાહ રદી૦ને લાશ પાસે આવવાની આજ્ઞા આપી દીધી. બીબી સફિયાહ રદી૦ ત્યાં પહોંચ્યા ત્યારે ભાઇના શરીરના કકડે કકડા જોયાં. કિંતુ ઇ. લી. વ. ઇ. રા. અને બક્ષીશની દુઆ સિવાય એક શબ્દ પણ મોઢામાંથી કાઢયો નહિ.

હઝરત બીબી ઉમ્મે સલિમ રદી૦ના બાળકનો ઈન્તે' કાલ થયો ત્યારે તે વખતે તેમના પતિ અબુ તલ્હા રદી૦ બહાર કામ ધંધા અર્થે ગયા હતા. બીબી ઉમ્મે સલિમ રદી૦એ બાળકને નહવડાવી અને કફનાવીને એક બાજુએ રાખી દીધા અને લોકોને કહી દીધું કે અબુ તલ્હાને આ વાતની ખબર ન કરે. રાત્રે અબુ તલ્હા રદી૦ આવ્યાં, બાળક જો કે બિમાર હતો, આવતાં વારજ પતિને પુછયું કે અબુ ઉમરે રદી૦ને કેમ છે? તેઓ બોલ્યાં કે પહેલાં કરતાં ઘણું સારૂં છે ત્યાર બાદ શાંતિ પુર્વક ખાણું લાવ્યા, અને તેમને શાંતિ સાથે ખવડાવ્યું. જ્યારે સવાર થઈ ત્યારે અબુ તલ્હા રદી૦ને કહેવામાં આવ્યું કે હે અબુ તલ્હા રદી૦ કદાચ કોઈ વસ્તુ કોઇને માગેલી આપવામાં આવે, અને થોડાક દિવસો પછી તે વસ્તુનો માલીક પોતાની વસ્તુ પછી લઈ લે. તો શું તે માણસ માટે કે જેને તેણે તે વસ્તુ આપી હતી, અટકાવી રાખવાનો કોઈ હક્ક છે?

અબુ તલ્હા રદી૦એ કહ્યું નહિં.

બોલ્યાં તમારો બાળક ખુદાએ આપેલ અમાનત હતો, તેના ઉપર સબ્ર કરો, અબુ તલ્હા રદી૦એ ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન પઢીને સહન કર્યું.

ઓહદની લડાઇથી જ્યારે રસુલે પાક સલ૦ પાછા ફર્યા, ત્યારે સઘળી સહાબીયાત રદી૦એ પોત પોતાના વ્હાલાંઓ

અને સબંધીઓનો હાલ પુછવા અર્થે આવ્યાં. તેમાં બીબી હમના રદી૦ બિન્તે જજસ પણ હતાં, હઝરત રસુલે પાક સલ૦એ તેમને કહ્યું કે તમારા ભાઈ શહિદ થઇ ગયાં, સબ્ર કરો. તેઓએ ઈન્ના લીલ્લાહે વ ઇન્ના ઈલયહે રાજેઉન પઢયો અને તેમની બક્ષીશ માટે દુઆ કરી. ફરી આપે ફરમાવ્યું કે હે હમના રદી૦ તમારા મામા હઝરત હમઝાહ રદી૦ પણ શહિદ થયાં, તેમના ઉપર પણ સબ્ર કરો. તેના ઉપર પણ તેઓએ ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઈલયહે રાજેઉન પઢયો, અને શાંત થઈ ગયાં.

## સ્વાભિમાન.

આજ કાલ આ રોગ સામાન્ય છે કે આપણે અન્યથી પોતાની પ્રસંશા સાંભળી ખુશ થઇએ છીએ. અને ઇચ્છીએ છીએ કે લોકો આપણી પ્રસંશા કરે. જો કે રસુલે પાક સલ૦ એ ફરમાવ્યું છે કે મોઢા ઉપર પ્રસંશા કરનારના મુખમાં ધુળ ભરી દો.

પોતાની પ્રસંશા સાંભળવાથી માણસમાં બે ખરાબીઓ ઉત્પન્ન થવા પામે છે. એક તો એ કે જ્યારે લોકો તેના સારા કામોને અતિશ્યોક્તિ પુર્વક વર્ણન કરે છે, અને તેની સામે તેની પ્રસંશાના પુલ બાંધે છે. ત્યારે તે સમજે છે કે મારો આ કામ અતિ સારો હશે. ત્યારેજ તો તેની પ્રસંશા કરવામાં આવે છે. આ વિચાર આવતાં વારજ તે નેક કામોમાં સુસ્ત

પડી જાય છે. બાજી વસ્તુ જે પોતાની પ્રસંશા સાંભળવાથી ઉત્પન્ન થઇ જાય છે, જે અત્યંત ખરાબ છે, તે ઘમંડ અને તકબ્બુર છે. એટલે મનુષ્ય પોતાને ઘણો મોટો સમજવા લાગે છે અને પોતાની સમક્ષ અન્યને નિચ ગણે છે, કુર્આન શરીફમાં છે કે:—

"અલ્લાહ કોઇ અભિમાની અને શેખી મારનારને પસંદ કરતો નથી."

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદી૦ વર્ણન કરે છે કે રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે તે માણસ જન્નતમાં દાખિલ થઇ શકશે નહિં. જેના અંતરમાં એક રજકણું બરાબર તકબ્બુર હોય.

બીબી આયશા રદી૦ની તે બિમારીમાં કે જેમાં આપ વફાત પામ્યાં. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી૦ મિજાઝપુરશી અર્થે આવવાની રજા માંગી. આપ કોઇ રીતે સમજી ગયાં કે તેઓ આવી પ્રસંશા કરશે. તેથી આપ આજ્ઞા આપવામાં અચકાયાં, કિંતુ આયશા રદી૦ના ભાણેજોએ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી૦ની સીફારશ કરી, ત્યારે ફરમાવ્યું કદાચ તમો ઇચ્છો તો બોલાવી લ્યો. હઝરત ઇબ્ને અબ્બાસ રદી૦એ આવતાં વારજ હઝરત આયશા રદી૦ની પ્રસંશા આરંભી દીધી. હઝરત આયશા રદી૦ બોલ્યાં કે અબ્બાસ રદી૦ મને તો માફજ રાખો. ખુદાની કસમ

(આથી તો તે સારૂં હતું ) મને પસંદ હતું કે હું અને પયદાજ થઇ ન્હોત.

## ખુદાનો ડર.

કદાચ મનુષ્યના અંતરમાં અલ્લાહ પાકનો ડર ઉત્પન્ન થઇ જાય, તો તેથી ઘણી બુરાઇઓ છુટી જાય છે. જ્યારે તે ગુનાહનો નિર્ણય કરે છે, ત્યારે તે ડર છે કે મને અલ્લાહ પાક જોઇ રહ્યો છે ખુદાનો ડર તેમાં અને ગુનાહોમાં આડ બની જાય છે, કુર્આન શરીફમાં છે કે:—

“જે માણસ અલ્લાહ અને તેના રસુલ સલ૦નો હુકમ માને અને અલ્લાહથી ડરે તો એવાજ લોકો (છેવટે) પોતાની મુરાદ ઉપર પહોંચે છે.”

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રઝી૦ વર્ણન કરે છે કે હઝરત રસુલે પાક સલ૦ ફરમાવે છે કે તે મુસલમાન કે જેની આંખમાંથી અલ્લાહના ડરથી આંસુ નિકળતા હોય, ફરી તે આંસુ માંખીના માથા બરાબર કેમ ન હોય? અલ્લાહ પાક તેની ઉપર દોઝખની આગ હરામ કરી દેશે.

હઝરત અનસ રઝી૦ ફરમાવે છે કે રસુલે પાક સલ૦ એ ફરમાવ્યું છે કે કયામતના દિવસે અલ્લાહ તઆલા કહેશે કે તે માણસને દોઝખમાંથી બ્હાર કાઢો, જેણે મને એક દિવસ યાદ કર્યો, અને મારાથી કોઇ જગ્યાએ ડર્યો છે:

એક રીવાયતમાં છે કે રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે કદાચ તમો તે જાણતા હોત જે હું જાણું છું. તો થોડું હસ્તા અને વધુ રૂદન કરતા.

બીબી અસ્માઅ રદી૦ બિન્તે યઝીદ હઝરત રસુલે પાક સલ૦ની સેવામાં હાજર રહેતાં હતાં. એક વખતે રસુલે પાક સલ૦એ દજ્જાલનો કિસ્સો તેમને સંભળાવ્યો. તેઓએ આ કિસ્સો સાંભળી એટલું રૂદન કર્યું કે જેનું વર્ણન થઈ શકતું નથી. આપ ઉઠીને બહાર તશરીફ લઇ ગયાં. જ્યારે અંદર પધાર્યા ત્યારે તેમને તેવીજ રીતે રૂદન કરતાં જોયાં. પુછ્યું કેમ રૂદન કરો છો ? તેઓ બોલ્યાં યા રસુલુલ્લાહ સલ૦ અમારી તો એ સ્થિતિ છે કે લોંડી (દાસી) લોટ ગુંદવા બેસે છે, અને અમને સખ્ત ભુખ લાગી જાય છે. જો કે તે રાંધવાનું કામ પણ પુરૂં કરતી નથી કે અમો ભુખથી ટળવળી ઉઠીએ છીએ. જ્યારે દજ્જાલના જમાનામાં દુષ્કાળ પડશે, ત્યારે અમો તે વખતે કેવી રીતે સબ્ર કરી શકીશું. આપે ફરમાવ્યું કે તે દિવસે તસ્બીહ અને અલ્લાહનો ઝિક્ર ભુખથી બચાવશે, ફરી આપે ફરમાવ્યું કે રૂદન કરવાની કાંઇ જરૂર નથી. કદાચ હું તે વખત સુધી રહીશ તો તમારા માટે ઢાળનું કામ દઈશ અને મારા પછી પાકા મુસલમાન આ કોપથી સુરક્ષિત રહેશે.

એક વખતે બીબી આયશા રદી૦એ કોઈ વાત ઉપર કસમ ખાધી. ફરી લોકોના કહેવાથી તેને તોડવી પડી આપે તેના બદલામાં ચાળીસ ગુલામ આઝાદ કરી દીધાં, પરંતુ જ્યારે કદિ આપને તે વાતનો વિચાર આવતો ત્યારે રૂદન કરતાં કરતાં તેમનો પાલવ તરબોળ થઈ જતો.

## દિલેરી અને બ્હાદુરી.

મનુષ્યની સારી ટેવોમાં બ્હાદુરી અને દિલેરી એક ઘણો મોટો સદ્દગુણ છે. કદાચ એ સદ્દગુણ મનુષ્યમાં ન હોય ત્યારે સર્વે ટેવો તેની સમક્ષ દુર્બળ છે. આ ટેવની અસર તમામ સારી ટેવો ઉપર પડે છે, અને દિલેરી ને બ્હાદુરીની અસર ઓલાદમાં આવે છે. છોકરાઓની સાથે છોડીઓમાં પણ આ સદ્દગુણ હોવો જરૂરી છે. માતાને જોઇએ કે તે બાળપણથીજ બાળકોના દિલને પ્રોત્સાહન આપતી રહે.

હઝરત રસુલે પાક સલ૦ના એક ઘણા મશહુર સહાબી થઈ ગયાં છે. હઝરત ઝુબયર રદી૦ની બાળવસ્થામાં કોઈ ની સાથે તકરાર થઇ ગઇ. તેણે બાળક સમજી તેમને દબાવવા ઇચ્છયું, પરંતુ તેઓએ એક એવો હાથ માર્યો કે તે યુવાનનો હાથ ભાંગી ગયો. તે ફરીયાદ લઈ હઝરત ઝુબયર રદી૦ની માતા પાસે ગયો. તેમની માતાએ સર્વથી પહેલાં એ પુછયું કે ઝુબયર રદી૦ને કેવો જોયો. કાયર કે બ્હાદુર ?

ખંદકની લડાઈમાં હઝરત રસુલે પાક સલ૦એ સ્ત્રીઓને એક કિલ્લામાં મોકલી દીધી હતી, અને રક્ષા માટે હઝરત હિસ્સાન બિન સાબિત રદી૦ને મુકર્રર કર્યાં હતાં. તે કિલ્લામાં બધી સ્ત્રીઓજ હતી. યહુદીઓએ આ જોઈને કે બધા પુરૂષો તો હઝરત રસુલે પાક સલ૦ની સાથે છે. કિલ્લા ઉપર હુમલો કરવા ઇચ્છયું. આ ઈરાદાથી એક યહુદી કિલ્લાના દરવાજા સુધી પહોંચી ગયો, અને કિલ્લા ઉપર હુમલો કરવાનો પ્રસંગ જોઇ રહ્યો હતો, કે બીબી સફિયાહ રદી૦એ તેને જોઈ લીધો. તેઓ અત્યંત બ્હાદુર અને સમજદાર હતાં. સત્વર હઝરત હિસ્સાન રદી૦ને કહ્યું કે જઈને તેને કતલ કરી નાંખો, નહિં તો એ દુશ્મનોમાં જઇ જાસુસી કરશે. હઝરત હિસ્સાન રદી૦ને એક રોગ હતો, જેના લીધે તેઓ લડાઇ તરફ મોઢું પણ ફેરવી શકતા ન્હોતા. તેઓએ કહ્યું કે કદાચ હું એ કામના લાયક હોત તો આજે સ્ત્રીઓ સાથે કેમ રહેતો. બીબી સફિયાહ રદી૦ એ તંબુનો ખીલો ઉઠાવીને યહુદીના માથા ઉપર એટલા જોરથી માર્યો કે તેનું માથું ફાટી ગયું. અને તે જીવતો રહેવા પામ્યો નહિ. જ્યારે ત્યાંથી પાછા ફર્યા ત્યારે હઝરત હિસ્સાન રદી૦ને કહ્યું કે જાવ, તેના હથીયાર ખોલી લાવો તેઓ બોલ્યાં કે મને તેની જરૂર નથી. બીબી સફિયાહ રદી૦ એ કહ્યું ખેર, એટલું તો કરો કે તેનું માથું કાપી કિલ્લાની

નીચે ફેંકી દો, પરંતુ તેઓએ આથી પણ ઈન્કાર કર્યો. અંતે બીબી સફિયાહ રદી૦એ તેનું માથું કાપી કિલ્લાની નીચે ફેંકી દીધું. જેથી યહુદીઓ સમજી ગયા કે કિલ્લામાં કેટલાક લોકો મવજુદ છે, તેથી તેઓએ કિલ્લા ઉપર હુમલો કરવાની હિંમત પણ કરી નહિં.

બીબી ઉમ્મે અમ્મારાહ રદી૦ વર્ણન કરે છે કે ઓહદની લડાઈમાં જ્યારે કુફફારો રસુલે પાક સલ૦ની તરફ વધ્યા ત્યારે હું તેમના હુમલાને ઢાલથી રોકતી હતી. અને મેં તે વખતે આ યુકિત કરી કે જ્યારે કોઈ સ્વાર હઝરત રસુલે પાક સલ૦ની ઉપર હુમલો કરતો ત્યારે હું તેને રોકતી, જ્યારે તે પાછો ફરતો ત્યારે તેના આગળ વધતાં વારજ પાછળથી તલવારનો હાથ એટલા જોરથી મારતી કે ઘોડાના પગ કપાઈ જતા, અને ઘોડો સ્વાર સહિત ભોંય પર ઢળી પડતો. રસુલે પાક સલ૦ આ જોઈ મારા દિકરાને અવાજ આપતાં અને મારી મદદ અર્થે મોકલતાં, ને તેઓ તેને ખતમ કરી નાખતા.

બીબી અસ્માઅ રદી૦ બિન્તે અબિ બક્ર સઈદ આસની હકુમતના સમયમાં જ્યારે મદિના મુનવ્વરાહમાં સખ્ત બંડ ઉઠયું, અને ફસાદનો જમાનો હતો ચોરી અને ડાકાઓનું જોર હતું. આથી એઓ એક ખંજર પોતાના સિરાણે રાખીને સુતાં. લોકો એ પુછયું કે આપ એમ

શા માટે કરો છો ? ત્યારે આપ બોલ્યાં કે જ્યારે ચોર આવશે, અને મારા ઉપર હુમલો કરશે તો હું તેનું પેટ ફાડી નાખીશ.

હઝરત અબુ બક્ર સિદ્દીક રદી૦એ ખાલીદ બિન વલીદની સરદારી હેઠળ એક લશ્કર મુસીલ્માહ કઝાબના મુકાબલા અર્થે મોકલ્યો. તેમાં બીબી ઉમ્મે અમ્મારાહ રદી૦ પણ શામિલ હતાં. આ લડાઇમાં તેઓ અતિ બ્હાદુરી પુર્વક લડયાં, એટલી હદ સુધી કે શરીર ઉપર અગીયાર જખ્મ થઇ ગયાં, અને એક હાથ પણ કપાઇ ગયો.

બીબી આયશા રદી૦ બદર અને ઓહદની લડાઇમાં આ વખતે ઘમસાણની લડાઇ થતી હતી, ખભા ઉપર મશક રાખી જખ્મીઓને પાણી પીવાડતાં હતાં.

હુનયનની લડાઇમાં જ્યારે કાફરોએ ઘણા જોર શોર સાથે હુમલો કર્યો ત્યારે હઝરત અબુ તલ્હા રદી૦એ બીબી ઉમ્મે સલિમ રદી૦ને જોયાં કે તેઓ તલ્વાર હાથમાં લઇ ઉભાં છે. હઝરત રસુલે પાક સલ૦એ ઉમ્મે સલિમ રદી૦ને પુછ્યું કે શો ઇરાદો છે ? બોલ્યાં કે કદાચ કોઇ કાફર મારી સામે આવશે, તો તેનો પેટ ફાડી નાંખીશ.

વ્હાલી બાનુઓ, અને બાળાઓ ! દુશ્મનો અને ઝાલિમો સમક્ષ તલ્વારની છાયા હેઠળ સત્ય વાત કહેવામાં અટકાશો નહિં. અને મોતને સામે ઉભી જોઇને પણ સત્ય કહેવું,

અને તેની ઉપર દ્રઢતા સાથે વળગી રહેવું ઘણી મોટી દિલેરી અને બ્હાદુરી છે.

હઝરત અબુ ઝર રદી૦ વર્ણન કરે છે કે હું એક વખત હઝરત રસુલે પાક સલ૦ની પાસે ગયો, અને અરજ કરી કે મને નસિહત ફરમાવો. હઝરત રસુલે પાક સલ૦એ તેમણે ઘણી નસિહતો કરી. તેમાં એક નસિહત એ પણ હતી કે સાચું કહેવું, ભલે સત્ય કહેવામાં અન્ય ને ખોટું કાં ન લાગે, અને હક વાત કહેવામાં કોઇના ખોટું ખરૂં કહેવાની લેશ માત્ર પરવાહ ન કરો.

એક બીજી હદિસમાં છે કે હઝરત રસુલે પાક સલ૦ એ ફરમાવ્યું છે કે સાચું કહેવું એક નેકી છે અને નેકીજ માણસને જન્નત તરફ લઈ જાય છે. જુઠ બોલવું એક બુરાઈ છે અને બુરાઈ માણસને દોઝખમાં લઈ જાય છે.

મકકામાં બીબી અસ્માઅ રદી૦ના દિકરા અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦ ઉપર અબ્દુલ મલિક બિન મરવાન બાદશાહના હુકમથી હુજ્જાજ બિન યુસુફ કે જે અત્યંત જુલ્મી થઈ ગયો છે, ચઢાઇ કરી. તેમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦ના સાથીઓ ઉપર મોટા મોટા જુલ્મો કર્યા, અને ખુદાના ઘર એટલે ખાનએ કા'બાની બેહુરમતી કરી. અંતે અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦ને શહિદ કરી નાંખ્યા અને

ત્યાર પછી હુજ્જાજ બિન યુસુફે હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦ની માતા બીબી અસ્માઅ રદી૦ને બોલાવ્યાં. બીબી અસ્માઅ રદી૦એ આવવા માટે સાફ ઇન્કાર કર્યો. ફરી બીજી વાર તેણે પોતાના માણુસ સાથે કહેવડાવ્યું કે ભલાઈ ઇચ્છતી હો તો આવી જાવ, નહિં તો હવે પછી જે માણુસ મોકલવામાં આવશે, તે તમારા વાળ પકડીને લાવશે. આપે ફરી પણ આજ જવાબ આપ્યો કે હું આવી શકતી નથી. ત્રીજી વખતે ખુદ પોતે હુજ્જાજ બીબી અસ્માઅ રદી૦ની પાસે આવ્યો. અને કહ્યું કે મેં ખુદાના દુશ્મન અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦ની સાથે કેવો વર્તાવ કર્યો છે? આથી બીબી અસ્માઅ રદી૦ નિર્ભય થઈને હક (સત્ય) વાત કહેવાથી ન ચુકયાં. અને ફરમાવ્યું કે તેં તેમની દુનિયા બગાડી અને તેઓએ તારી આખેરત ખરાબ કરી. અને હા! તું જે મારા પુત્રને "ઝાતુલનાતકેન" કહી મેહણું આપતો હતો. બેશક મેં હઝરત રસુલે પાક સલ૦ અને મારા પિતા અબુ બક સિદ્દીક રદી૦નું ખાણું રૂમાલથી બાંધ્યું હતું, પરંતુ મેં હઝરત રસુલે પાક સલ૦થી સાંભળ્યું હતું કે સકિફના ખાનદાનમાં એક અત્યંત ઝુઠો અને એક ઝુલ્મી માણુસ પેદા થશે. ઝુઠાને તો જોઇ ચુકી, રહ્યો હવે ઝુલ્મી તો તે તું છે. હુજ્જાજે જ્યારે રસુલે પાક સલ૦ની આ હદિસ સાંભળી તો ઉઠીને ચાલતો થયો.

હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦ની શહાદત પછી એક દિવસે હુજ્જાજ બિન યુસુફ મિમ્બર ઉપર બેઠો હતો. બીબી અસ્માઅ રદી૦ પોતાની લોંડી સાથે આવ્યાં, અને પુછ્યું કે અમીર કયાં રહે છે? માલમ થયું તો હુજ્જાજ પાસે ગયાં, તે બીબી અસ્માઅ રદી૦ને જોતાં વારજ બોલી ઉઠયો કે તમારા પુત્ર અબ્દુલ્લાહ બિન ઝુબયર રદી૦એ ખુદાના ઘર (ખાનએ કા'બા) માં બેદીની ફેલાવી રાખી હતી. ખુદાએ તેમને અત્યંત ભારે અઝાબ આપ્યો. બીબી અસ્માઅ રદી૦એ તરતજ જવાબ આપ્યો કે તું ઝુઠું બોલે છે. મારો પુત્ર અત્યંત પાકો મુસલમાન, દિનદાર અને રાત્રીઓમાં ઈબાદત કરનાર ને ઘણો નેક હતો.

## ઇલ્મ-(વિદ્યા)

ઈલ્મ અલ્લાહ પાકની મોટી નેઅમત છે. ઈલ્મથીજ મનુષ્ય પોતાની ભલાઈ અને બુરાઈને ઓળખે છે. ઇલ્મથી માણુસનો રૂતબો દરેક વસ્તુથી વિશેષ છે. ભણેલો ગણેલો માણસ જયાં જાય છે, ત્યાં લોકો તેની ઇઝઝત કરે છે. અને દરેક જગ્યાએ તેને આવકાર આપવામાં આવે છે. ઈલ્મની દવલત માલ અને ઝરની દવલતથી અત્યંત વિશેષ ઈઝઝત ધરાવે છે. તમે જોયું હશે કે મોટા મોટા આલિમ ઘણે ભાગે પૈસા ટકામાં ગરીબ હોય છે, કિંતુ સમજદાર લોકો તેમની ઈઝઝત સર્વથી વધુ કરે છે. એ કેમ? એથી

કે અલ્લાહ પાકે તેમને ઇલ્મ જેવી દવલતથી નવાઝી માલા માલ કર્યા છે. વળી સૌથી મોટી વાત તો એ છે કે ઇલ્મથી આપણે અલ્લાહ પાક અને રસુલે પાક સલ૦ને ઓળખ્યા. ઈલ્મજ માણુસની અક્કલને તેજ અને હ્રુદયને કુનદન બનાવે છે. તે લોકો કે જેઓ ઇલ્મ પ્રાપ્ત કરતા નથી. તેમની ઈઝઝત કોઈ કરતો નથી અને તેમનાથી કોઇ સીધા મોઢે વાત કરવી પણુ પસંદ કરતા નથી. બલ્કે લોકો તેમને પોતાની પાસે બેસાડવા પણ અચકાય છે, તેમજ બિચારા અજ્ઞાન અને જાહિલ માણુસ હંમેશ નુકશાનમાંજ રહે છે. ઈલ્મોમાં સૌથી વધુ જરૂરી ને મુખ્ય કુર્આન શરીફ અને રસુલે પાક સલ૦ની હદિસોનું ઇલ્મ છે. કુર્આન શરીફમાં અલ્લાહ પાકે વર્ણન કર્યું છે કેઃ--

"તમારા લોકોમાં જે (પુરે પુરો) ઇમાન લાવ્યા છે, અને જેમને ઇલ્મ આપવામાં આવ્યું છે, અલ્લાહ તેમનો દરજ્જો ઉંચો કરશે, અને જે કાંઈ તમે કરો છો, અલ્લાહને તે (સર્વેની) ખબર છે.

હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે વિદ્યા પ્રાપ્ત કરવી દરેક મુસલમાન ઉપર જરૂરી છે. સહાબીયાત રદી૦ ઘણા પ્રકારની વિદ્યા જાણતાં હતાં અને તેઓએ જે વિદ્યા શીખી તેને સંપુર્ણપણે પ્રાપ્ત કરી.

હઝરત અબુ મુસા રદી૦ વર્ણન કરે છે કે અમો (સહાબીઓ) ને જ્યારે કોઈ હદિસ મુશ્કેલ માલમ પડતી, ત્યારે હઝરત બીબી આયશા રદી૦ને પુછતાં તે હદિસનું મતલબ તેઓ બતાવતાં હતાં.

હઝરત મસરૂક રદી૦ બ્યાન કરે છે કે ખુદાની કસમ મેં મોટા મોટા સહાબા રદી૦ને ફરાઈઝ (વારસા) ના મસઅલાઓ બીબી આયશા રદી૦થી પુછતાં જોયાં છે.

હઝરત ઈમામ ઝહરી રદી૦ ફરમાવે છે કે બીબી આયશા રદી૦નો ઇલ્મ સર્વ લોકોથી વિશેષ હતો. મોટા મોટા સહાબા રદી૦ તેમને મસઅલાઓ પુછતાં હતાં.

બીબી ઉમ્મે સલમાહ રદી૦ પણ હદિસનો ઈલ્મ ખુબજ જાણતાં હતાં અને તેઓએ હઝરત રસુલે પાક સલ૦ની ત્રણ સો ઈઠ્ઠોતેર (૩૭૮) હદિસો લોકોથી વર્ણન કરી.

હઝરત મેહમુદ બિન લબીદ રદી૦ વર્ણન કરે છે કે એમ તો રસુલે પાક સલ૦ની સર્વ બીબીઓ (પત્નિઓ) ને આપની હદસિ યાદ હતી. પરંતુ બીબી આયશા રદી૦ અને બીબી ઉમ્મે સલ્લાહ રદી૦નો નંબર હદિસના ઈલ્મમાં સર્વથી વિશેષ હતો.

બીબી ઉમ્મે હબીબાહ રદી૦ના હદિસના ઈલ્મમાં કેટલાક શાગીર્દ હતા, અને તેઓએ આપણા રસુલે પાક સલ૦ની પાંસઠ (૬૫) હદિસો સહાબા રદી૦થી વર્ણન કરી.

બીબી સફિયાહ રદી૦ કે જેઓ હઝરત રસુલે પાક સલ૦ના પત્નિ છે, મસઅલા મસાઇલોની ભારે પરખ હતી.

બીબી સહિરાહ બન્તે જયઝર રદી૦ હજ કરી મદિનામાં બીબી સફિયાહ રદી૦ને મળવા આવ્યાં, ત્યારે તેઓએ જોયું કે કુફાની ઘણી સ્ત્રીઓ મસઅલાઓ પુછવા માટે તેમની પાસે બેઠી છે, અને બીબી સફિયાહ રદી૦ એ સર્વેના જવાબ ઘણી સારી રીતે આપી રહ્યાં છે.

હઝરત રસુલે પાક સલ૦ની પ્યારી બેટી ફાતમા ઝહરા રદી૦એ હઝરત રસુલે પાક સલ૦ની અઢાર (૧૮) હદિસો બ્યાન કરી છે. અને હદિસના ઇલ્મમાં મોટા મોટા સહાબા રદી૦ તેમના શીષ્ય છે.

બીબી રબિય બિન્તે મઉઝ રદી૦એ હઝરત રસુલે પાક સલ૦ની એકવીસ (૨૧) હદિસો વર્ણન કરી, અને તેમનો ઇલ્મ એટલો ઉત્તમ હતો કે હઝરત ઇબ્ને અબ્બાસ રદી૦ અને ઝયનુલ આબેદીન રદી૦ તેમને મસઅલાઓ પુછતાં હતાં.

બીબી ઉમ્મે સઇદ રદી૦ કુર્આન શરીફની તાલીમ આપતાં હતાં.

બીબી ઉમ્મે સલિમ રદી૦ હદિસનું ઇલ્મ ખુબ જાણુતાં હતાં, એક વખતે હઝરત ઝેદ બિન સાબિત રદી૦ અને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી૦માં કોઇ મસઅલા ઉપર મતભેદ પડયો, ત્યારે ઉભયે બીબી ઉમ્મે સલિમ રદી૦ને ફેંસલા અર્થે પસંદ કર્યાં.

બીબી ઉમ્મે વરકાહ બિન્તે અબ્દુલ્લાહ રદી૦ આ બીબી કુરઆન શરીફ પઢેલાં હતાં. આથી રસુલે પાક સલ૦ એ તેમને સ્ત્રીઓના ઈમામ મુકર્રર કર્યાં હતાં.

બીબી ખન્સાઅ રદી૦ પણ મોટા શાયર (કવિ) હતાં, તેમના સબંધે ઇતિહાસમાં લખ્યું છે કે અરબની સ્ત્રીઓમાં ખન્સાઅ રદી૦ જેવી શાયર કોઇ સ્ત્રી પેદા થઈ નથી.

અરબના મશહુર શાયર જેનું નામ જરીર છે. કોઈએ પુછ્યું કે સૌથી મોટા શાયર કોણ છે? જરીરે જવાબ આપ્યો કે ખન્સાઅ રદી૦ના શેઅર (કા૦યો) ન સાંભળત તો હું વગર સંકોચે કહેતો કે સર્વથી મોટો શાયર હું છું.

હઝરત રસુલે પાક સલ૦ના પત્નિ હઝરત હફ્ઝાહ રદી૦ લખવાનું જાણુતાં હતાં.

બીબી રફિદાહ રદી૦ બીબી ઉમ્મે કસબાહ રદી૦ અને બીબી હમના બિન્તે જજશ રદી૦ હિકમત (વૈદક) અને જરાહી (વાઢકાપ)ના ઇલ્મને ખુબ જાણુતાં હતાં.

---

# રીત ભાત.

---

## માત-પિતા સાથે વર્તાવ.

સગા સબંધીઓમાં સર્વથી વધુ મોહબ્બત અને ખિદમત કરવા લાયક માત-પિતાજ છે. કુર્આન શરીફમાં છે કે:—"તમારા પરવર દિગારે ખચિત હુકમ આપી દીધો છે કે (લોકો!) તેના સિવાય કોઈની ઇબાદત ન કરો, અને માત-પિતા સાથે સદ્ વર્તાવથી વર્તો. (હે લોકો!) કદાચ માત પિતામાંનો એક અથવા ઉભય તારી આગળ વૃદ્ધાવસ્થાએ પહોંચે તો તું તેમની આગળ હું પણ ન કરજે, અને ન તો તેમનું અપમાન કરવું કે ન તો તેમને (કાંઇ) કહેવું. (સાંભળવું હોય તો) અદબ સાથે કહેવું, (સાંભળવું) અને મોહબ્બતથી ખિદમતનું પડખું તેમની આગળ નમાવી રાખવું. અને તેમના હકમાં દુઆ કરતા રહેવું કે હે મારા પરવર દિગાર જેવી રીતે તેઓએ મને નાનપણથી પાળ્યો છે, અને મારા હાલ ઉપર રહેમ કરે છે, તો તું પણ તેમના ઉપર રહેમ કરજે."

બીજી જગ્યાએ કુર્આન શરીફમાં છે કે:—"અલ્લાહ પાક માત-પિતા સાથે સદ્વર્તન કરવાનો હુકમ આપ્યો છે."

હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે અલ્લાહ-તઆલા માત-પિતાના રાજી રહેવાથી ખુશ થાય છે. અને તેમની નારાજીથી નાખુશ થાય છે.

એક સાહબી રદી૦એ રસુલે પાક સલ૦થી લડાઈમાં શામિલ થવાની રજા માગી, ત્યારે આપે ફરમાવ્યું કે તમારી માતા હયાત છે. બોલ્યા "હા." ફરમાવ્યું તેમની ખિદમત કરો એટલા માટે કે જન્નત માતાના પગ હેઠળ છે.

એક બીજા સહાબી રદી૦એ હઝરત રસુલે પાક સલ૦ ને પુછ્યું કે ઓલાદ ઉપર માત-પિતાનો શો હક્ક છે? આપે ફરમાવ્યું કે તેમની ખુશી તમારી જન્નત અને તેમનો ક્રોધ તમારો નર્ક છે.

હઝરત અબિતફીલ રદી૦ વર્ણન કરે છે મેં જોયું છે કે હઝરત રસુલે પાક સલ૦ મકામે જઅરાનાહમાં ગોસ્ત વ્હેંચી રહ્યાં હતાં. અચાનક એક બીબી આવ્યાં, જ્યારે તેઓ રસુલે પાક સલ૦ના નજીક પહોંચ્યાં ત્યારે આપે તેમના માટે ચાદર પાથરી દીધી. મેં હઝરત રસુલે પાક સલ૦ને પુછ્યું કે એ કોણ છે? આપે ફરમાવ્યું કે મારી માતા. જેઓએ મને દુધ પીવડાવ્યું હતું.

સહાબીયાત રદી૦ પોતાના માત-પિતાની ખિદમત અત્યંત હર્ષ પુર્વક કરતાં હતાં. તેમનો હુકમ બજાવી લાવવામાં કશી કસર બાકી રાખતાં ન્હોતાં.

બીબી ફાતમા ઝહરા રદી૦ હજી તો બાળકજ હતાં કે એક વખત કાફરોએ હઝરત રસુલે પાક સલ૦ની ગરદનમાં નમાઝ પઢતી વખતે ઉંટની હોજરી નાખી દીધી. બીબી ફાતમા ઝહરા રદી૦ને ખબર પડી ત્યારે દોડતાં આવ્યાં, અને તે હોજરીને ગરદનમાંથી કાઢી કાફરોને બુરૂં ભલું કહેવા લાગ્યાં.

એક પ્રસંગે હઝરત અલી કર૦એ બીબી ફાતમા ઝહરા રદી૦ને સોનાનો હાર આપ્યો, હઝરત રસુલે પાક સલ૦ને માલમ પડયું ત્યારે ફરમાવ્યું કે શું તમે એ પસંદ કરો છો કે નબીની દિકરી અગ્નીનું હાર પહેરે? બીબી ફાતમા ઝહરા રદી૦એ પિતાના હુકમનું તરતજ પાલન કર્યું અને તે હારને વેચી નાખ્યો.

એક વખતે હઝરત રસુલે પાક સલ૦ કોઈ લડાઈથી પાછા ફર્યા, ત્યારે હઝરત રસુલે પાક સલ૦ની વ્હાલી બેટી બીબી ફાતમા ઝહરા રદી૦એ આપના આવવાની ખુશીમાં ઘરના દરવાજાઓ ઉપર પરદાઓ લટકાવ્યા, હસન રદી૦ અને હુસેન રદી૦ને ચાંદીના કંકણ પહેરાવ્યા. જ્યારે રસુલે પાક સલ૦ પોતાની સાહેબઝાદીના મકાન ઉપર પહોંચ્યા ત્યારે આ શૃંગારના સામાનને જોઈ આપ પાછા ચાલ્યા ગયા. બીબી ફાતમા ઝહરા રદી૦ હઝરત રસુલે પાક સલ૦ની

નારાજીનું સબબ સમજી ગયાં અને તરતજ પરદાઓને ફાડી નાંખ્યાં. તેમજ બાળકોના હાથમાંથી કંકણ પણ ઉતારી લીધાં. બન્ને બાળકો, રડતાં રડતાં રસુલે પાક સલ૦ની પાસે ગયાં. આપે ઉભયને જોઈ સહાબા રદી૦ને ફરમાવ્યું. જો કે આ મારા બાળકો છે, પરંતુ હું ઇચ્છતો નથી કે તેઓ આવી ફુઝુલ ખર્ચીમાં પડે. એના બદલામાં ફાતમા રદી૦ને એક મોતીનો હાર અને હાથી દાંતના બે કંકણ ખરીદી લાવો.

પિતાની મોહબ્બતનો અંદાઝો તમે આથી કરી શકો છો કે હઝરત રસુલે પાક સલ૦ની વ્હાલી પુત્રી બીબી ફાતમા ઝહરા રદી૦ને રસુલે પાક સલ૦ની વફાતનો એટલો સદમો હતો કે આપની વફાત પછી આખી વય બીબી ફાતમા ઝહરા રદી૦ને કોઈએ હસતાં જોયાં ન્હોતાં.

## સબંધીઓના હકકો.

માત-પિતા પછી માણસ ઉપર પોતાના સબંધીઓના હકકો છે. માણસથી જ્યાં સુધી થઇ શકે પોતાના સગા સબંધીઓ સાથે સારો વર્તાવ કરે કુર્આને પાક અને હદિસ શરીફમાં પોતાના સબંધીઓ સાથે સદ્ વર્તન ચલાવવાની ફઝીલતો વર્ણવવામાં આવી છે કે:-

"અલ્લાહનીજ ઇબાદત કરો, અને તેની સાથે કોઈને શરીક (સાથીદાર) ન ઠરાવો, અને માત-પિતા તેમજ

સબંધીઓ, યતિમો, મોહતાજો, આત્મજનો, પાડોસીઓ, અજાણ પાડોસી, મુસાફર અને જે (લોંડી, ગુલામ) તમારા કબજામાં છે, તે સર્વેની સાથે સદ્ વર્તન ચલાવો."

હઝરત રસુલે પાક સલ૦ ફરમાવે છે કે જે માણસ ઇચ્છે કે તેની રોજીમાં બરકત થાય, અને તેને મોટી વય આપવામાં આવે, તો તેને પોતાના સબંધીઓ સાથે સારો વ્યવ્હાર રાખવો જોઈએ.

સહાબીયાત રદી૦ રસુલે પાક સલ૦ના આ હુકમના ઘણાજ પાબંદ હતાં. એટલે પર્યંત કે તેઓએ હઝરત રસુલે પાક સલ૦ના હુકમથી કાફર સબંધીઓ સાથે પણ જાએઝ તરીકા ઉપર સારો વર્તન રાખતાં હતાં.

હઝરત રસુલે પાક સલ૦ જે દિવસ મક્કા ઉપર ફતેહ મળી તે દિવસે હઝરત ઉમ્મે હાની રદી૦ના ઘરને પનાહ (આશ્રય) ની જગ્યા મુકર્રર કરી. અને ફરમાવ્યું હતું કે જે માણસ ઉમ્મે હાની રદી૦ના મકાનમાં પનાહ લેશે, તેને તો અમાન (ક્ષમા) છે. તે દિવસે હઝરત ઉમ્મે હાની રદી૦ એ પોતાના બે દેવરો કે જેઓ ઇમાન લાવ્યાં ન્હોતાં, પનાહ આપી હતી.

બીબી ઝયનબ રદી૦ની પાસે એક વખતે હઝરત ઉમર રદી૦એ પોતાના આખા વર્ષનું પગાર મોકલ્યું. જેની

ગણુત્રી બાર હજાર પર્યંત હતી. આપે તે સર્વે રૂપિયા પોતાના સબંધીઓમાં વ્હેંચી આપ્યા.

બીબી હફ્ઝા રદી૦એ પોતાનું એક મકાન પોતાના કોઇ સગાની પત્નિને ઉમર ભર માટે આપી દીધો.

## પતિની મોહબ્બત.

સ્ત્રી માટે સર્વથી મોટી વસ્તુ પોતાના પતિની મોહબ્બત છે, તેની આજ્ઞાનું અનુસરણુ અને તેની સેવા છે. તે ખાનદાન કે જ્યાં સ્ત્રીઓ પોતાના પતિરાજની ફરમાબરદારી કરે છે અને તેના હુકમો ઉપર ચાલે છે, હંમેશ કલેશ અને કંકાશથી પવિત્ર ને સાફ રહે છે. અને પતિ–પત્નિની જીંદગી પણુ અત્યંત સુખ પુર્વક વીતે છે. પરંતુ જ્યાં સ્ત્રી પોતાના પતિની નાફરમાની કરે છે, તેમની દરેક વાતનું જવાબ સખ્તાઈ સાથે આપતી હોય, તેમનાથી વાત વાતમાં લડતી હોય, તે મકાન થોડાજ દિવસોમાં દોઝખનો નમુનો બની જાય છે. અને એવા ઘરોમાંથી તમામ બરકત ઉઠી જાય છે.

બીબી ઉમ્મે સલ્માહ રદી૦ વર્ણન કરે છે કે હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે જે સ્ત્રી આ સ્થિતિમાં મરણુ પામે કે તેનો પતિ તેનાથી ખુશ હોય, ત્યારેજ તે સ્ત્રી જન્નતમાં દાખલ થશે.

એક બીજી હદિસ છે કે હઝરત રસુલે પાક સલ૦ એ ફરમાવ્યું છે કે જે સ્ત્રીનો પતિ તેનાથી નાખુશ હોય,

તેવી સ્ત્રીની નમાઝ કબુલ થતી નથી, અને ન તો તેનું નેકીનું કામ મકબુલ થાય છે. એક રિવાયતમાં છે કે હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું કે અગર હું કોઈને કોઇના માટે સીજદો કરવાની આજ્ઞા આપતો તો સ્ત્રીઓને હુકમ આપતો કે તેઓ પોતાના પતિઓને સીજદો કરે. (પરંતુ સીજદો માત્ર ખુદા સિવાય કોઇના માટે જાયઝ નથી.)

બદરની લડાઈમાં હઝરત રસુલે પાક સલ૦ની બેટી બીબી ઝયનબ રદી૦ના પતિ અબુલ આસ પણ બીજા કેદીઓની સાથે કેદ થઈને આવ્યા. એઓએ હજી સુધી ઇસ્લામ સ્વિકાર્યો ન્હોતો. જ્યારે આ બનાવની ખબર મક્કાવાળાઓને થઈ, ત્યારે દરેકે પોતાના સબંધીઓ તરફથી હઝરત રસુલે પાક સલ૦ની સેવામાં ફદીયાહ* ના કેટલાક રૂપિયા મોકલ્યા કે તેને સ્વિકારી લેવામાં આવે, અને તેના બદલામાં કેદીઓને છોડી દેવામાં આવે. બીબી ઝયનબ રદી૦ પણ તે વખતે મકકામાં હતાં, તેઓએ પણ પોતાના દેવર સાથે પોતાના પતિની મુક્તિ અર્થે એક હાર મોકલ્યો. એ હાર બીબી ઝયનબ રદી૦ના માતા હઝરત ખદિજાહ રદી૦એ દિકરીના જહેઝમાં આપ્યો હતો. જ્યારે તે હઝરત રસુલે પાક સલ૦ સમક્ષ રજુ કરવામાં આવ્યો, ત્યારે હુઝુર સલ૦

---

* બદલામાં આપવો, લડાઈના કેદીઓને રૂપિયાથી છોડાવવું.

ના આંસુ જારી થઇ ગયાં. આપે સહાબા રદી૦ને ફરમાવ્યું કે કદાચ તમો મુનાસીબ સમજો તો ઝયનબ રદી૦ના પતિને છોડી દો, અને તેમનો હાર પણ પાછો ફેરવી દો. આ તેની પાસે તેની માતાના નિશાની છે. અંતે તેઓને છોડી દીધા, અને હાર પણ પાછું મોકલાવી દીધું.

બીબી હમના રદી૦ના પતિ જ્યારે ઓહદની લડાઇમાં શહિદ થયાં, ત્યારે તેઓ રદી૦ આ ખબર સાંભળતાં વારજ બેભાન સ્થિતિમાં જોરથી એક ચીસ પાડી ઉઠયાં.

બીબી ખદિજાહ રદી૦ (જેઓ હઝરત રસુલે પાક સલ૦ ના પત્નિ છે.) થી જ્યાં સુધી બની શકતું હતું. સંકટના સમયે હઝરત રસુલે પાક સલ૦ની મદદ કરતાં હતાં. તેઓએ પોતાનું ઘણું માલ અને દવલતને પોતાના પતિરાજ હઝરત રસુલે પાક સલ૦ ઉપર કુરબાન કરી દીધાં.

જ્યારે આપણા રસુલે પાક સલ૦ની પાસે પહેલીજ વાર હઝરત જીબ્રઇલ અલૈ૦ ( જેઓ ખુદાના મોટા અને માનીતા ફરીસ્તા છે. ) ખુદાનું કલામ લઇને આવ્યાં, ત્યારે આપ ડરી ગયાં. આપે ઘેર આવીને આ બનાવ હઝરત ખદિજાહ રદી૦ને કહ્યું. બીબી ખદિજાહ રદી૦એ આપને ઘણી તસલ્લી અને ધીરજ આપી, અને કહ્યું કે આપ ઘભરાવો નહિં, અલ્લાહ આપનો સાથ છોડશે નહિં. આથી કે

આપ લોકોની સાથે સારો વ્યવહાર રાખો છે. બેકસો અને ગરીબોની મદદ કરો છો, મહેમાનોની પરોણાગત કરો છો.

હઝરત રસુલે પાક સલ૦ની દિકરી હઝરત ઝયનબ રદી૦ના પતિરાજ અત્યંત કુશળ વ્હેપારી હતાં, અને અમાનતો (બીજાની વસ્તુઓ) અદા કરવામાં ઘણાજ પ્રમાણિક હતા. મક્કામાં તેમની મોટી શાખ હતી. કુરેશો તેમને પોતાનો માલ વેચવા માટે આપતા હતા. હીજરતના છઠ્ઠા વર્ષે અબુલ આસ ઘણો માલ અને સામાન લઈને વેપાર અર્થે એક કાફલા સાથે શામ દેશ તરફ ચાલ્યા. અહિં મદિનામાં આ ખબર પહોંચી કે કુરેશોનો કાફલો વેપાર અર્થે શામ તરફ જઈ રહ્યો છે. હઝરત રસુલે પાક સલ૦ એ કેટલાક લોકોને કાફલાના મુકાબલા અર્થે મોકલ્યા. માર્ગમાં મુસલમાનોએ તે કાફલાનો મુકાબલો કર્યો, અને કાફલાવાળાઓને પકડી હઝરત રસુલે પાક સલ૦ની પાસે લાવ્યાં, કિંતુ કોઈએ અબુલ આસને કાંઈ કહ્યું નહિં. અબુલ આસે જ્યારે આ રંગ જોયો ત્યારે તરતજ મદિના પહોંચી ગયા. તે વખતે હઝરત રસુલે પાક સલ૦ની પુત્રી હઝરત ઝયનબ રદી૦ મદિનામાં મવજુદ હતાં. અબુલ આસે તેમની પાસે પનાહ માગી. હઝરત ઝયનબ રદી૦એ તેમને પોતાની પનાહમાં રાખી લીધાં, અને તેમનો માલ પાછો આપવા માટે પણ હઝરત રસુલે પાક સલ૦ને શિફારસ કરી, ત્યારે

હઝરત રસુલે પાક સલ૦એ લોકોને કહ્યું કે તમે મારા અને અબુલ આસના સબંધને જાણો છો. કદાચ તેમનો માલ પાછો આપી તેમના ઉપર એહસાન કરશો તો તે મારી ખુશીનો સબબ બનશે, નહિં તો તમને અખત્યાર છે. આ સાંભળતાં વારજ સર્વેએ તેમનો સઘળો માલ પાછો આપી દીધો. અબુલ આસ પોતાનો સઘળો માલ અને સામાન પાછો મક્કે લઇ ગયાં, અને જેની જેની અનામત હતી, તે અદા કરીને મુસલમાન થઇ ગયાં.

## પતિની સેવા.

સહાબિયાત રદી૦ પોતાના પતિની ઘણી ખિદમત કરતાં હતાં, અને તેમના હુકમો ખુશી સાથે બજાવતાં હતાં.

બીબી અસ્માઅ રદી૦ના પતિ હઝરત ઝુબયર રદી૦ ઘણાંજ ગરીબ હતાં. બીબી અસ્માઅ રદી૦ બયાન કરે છે કે જ્યારે મારી શાદી થઇ ત્યારે તેમની પાસે ન્હોતો કોઇ ગુલામ કે ન્હોતી કોઇ દાસી, ખિદમત કરવા માટે. માત્ર એક ઘોડો અને એક ઉંટ હતો, અને જાનવરોના ઘાસ દાણાંની ખબર લેવી પણ મારા માથે હતી. હઝરત રસુલે પાક સલ૦ મારા પતિ હઝરત ઝુબયર રદી૦ને મદિનાથી છેટે એક ખજુરનો બગીચો અર્પણ કર્યો હતો. હું ત્યાં દરરોજ ઠળીઆંઓ એકઠાં કરી માથા ઉપર ઉઠાવી લાવતી,

તેમને ચક્કીમાં દળતી, અને ઘોડાને ખવડાવતી, પાણી ભરતી અને ઘરનું બધું કામ પોતાના હાથેજ કરતી.

## ઓલાદની પરવારશ.

ઓલાદની પરવરિશ અને બાળકની કેળવણીમાં સ્ત્રીઓનું મુખ્ય સ્થાન છે. કેમકે બાળવસ્થામાં બાળક માતાનીજ પાસે રહે છે કદાચ માતા બાળકની દેખરેખ સારી કરશે, અને તેને ઉત્તમ ટેવો શીખવાડશે. તો આગળ ચાલીને તે બાળક હોનહાર અને એક પવિત્ર માણુસ બનશે. કદાચ માતાએ બાળકની પરવરિશ ઉપર લક્ષ ન આપ્યું અને તેની ટેવોને ન સુધારી તો તે બાળકથી સારો થવાની આશા રાખવામાં આવતી નથી.

હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું કે ઉત્તમ ભેટ જે પિતા પોતાના પુત્રને આપી શકે છે, તો તે અદબની તાલીમ છે.

એક બીજી હદિસમાં હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે જે માણુસ પોતાની બે બાળાઓને તેમના વિખુટા થવાના સમય પર્યંત ઉત્તમ તરબીયત કરતો રહે તો તે માણુસની નજાત અને જન્નતમાં દાખલ થવાનું સબબ બની જશે.

સહાબીયાત રદી૦ને બાળકોની પરવરિશ અને તરબીયતનો ભારે ખ્યાલ રહેતો હતો.

હઝરત રસુલે પાક સલ૦એ બીબી ઉમ્મે હાની રદી૦ વિધવા થયા પછી નિકાહનો સંદેશો મોકલ્યો. ત્યારે તેમણે બ્હાનુ કરીને કહ્યું કે આથી વધુ શ્રેષ્ઠ મારી કિસમત શું થઇ શકતી હતી? કિંતુ સ્ત્રી ઉપર પતિનો અત્યંત મોટો હક છે, એથી હું ડરૂં છું કે કયાંક એવું ન બને કે પતિનો હક અદા કરવામાં બાળકોની પરવરિશ અને તરબીયત તરફ લક્ષ આપી ન શકું. કદાચ બાળકોની પરવરિશ કરીશ તો પણ ભય છે કે પતિનો હક અદા કરવામાં મારાથી ઉણપ થાય.

બીબી ઉમ્મે સલીમ રદી૦ જ્યારે વિધવા થયાં ત્યારે તેમના બેટા હઝરત અન્સ રદી૦ ઘણાં નાના હતાં, લોકો જ્યારે ઉમ્મે સલીમ રદી૦ને નિકાહનો પયગામ પહોંચાડતાં, ત્યારે આપ હંમેશ આ ફરમાવતાં કે જ્યાં સુધી મારો બાળક અન્સ રદી૦ મજલીસોમાં બેસવા અને વાત ચિત કરવા લાયક ન થઇ જશે, ત્યાં સુધી હું નિકાહ કરીશ નહિં. ફરી માતાએ બાળકને એવી સરસ તરબીયત આપી કે હઝરત અન્સ રદી૦ પોતે ફરમાવતાં હતાં. કે અય ખુદા! મારી માતાને સારો બદલો આપ. કેમકે તેઓએ મારી ઘણી સારી તરબીયત અને પરવરિશ કરી.

## શોકયની ઓલાદ સાથે સુલુક.

આપણા દેશમાં એ ઘણો ખરાબ રીવાજ છે કે સ્ત્રીઓ

પોતાની શોકયની ઓલાદને ઘણીજ ઝલીલ (નીચ) સમજે છે, અને તેમની સાથે સામાન્ય રીતે ખરાબ વર્તન રાખે છે. જ્યારે તેમને પ્રસંગ મળે છે, ત્યારે પોતાના શોકયની ઓલાદની બુરાઈઓ વર્ણન કરે છે. પોતાના પતિ સમક્ષ શોકયની ઓલાદની બુરાઈઓ વર્ણન કરીને પિતા અને ઓલાદના દીલમાં ફરક નાખી દે છે આ ઘણો ખરાબ રીવાજ છે. અને અલ્લાહ પાક તેમનાથી નારાજ થાય છે.

હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે તમે બે માણસમાં બુરાઈ નાખવાથી બચો. એથી કે આ ટેવ મનુષ્યને બરબાદ કરી નાખનારી છે.

સહાબીયાત રદી૦ સગી અને શોકયની ઓલાદમાં કશો ફેર રાખતાં ન્હોતાં. તેઓ ઉભય ઓલાદને એકજ દ્રષ્ટિએ જોતાં હતાં, અને બન્ને સાથે સરખી મોહબ્બત રાખતાં હતાં.

બીબી આયશા રદી૦ના શોકયની દીકરી બીબી ફાતમા રદી૦ હતાં પરંતુ પોતાની પુત્રીની પ્રસંશા કરતાં ફરમાવતાં હતાં કે મેં હઝરત રસુલે પાક સલ૦ના સિવાય ફાતમા ઝહરા રદી૦થી ઉત્તમ કોઈને જોયાં નથી

એક બીજી જગ્યાએ બીબી આયશા રદી૦એ પોતાની પુત્રી ફાતમા રદી૦ના વખાણ કરતાં કહે છે કે મેં તેમને ઉઠતાં, બેસતાં, ચાલતાં, ફરતાં, આદતમાં રીત ભાતમાં અને

વાત ચીતમાં હઝરત રસુલે પાક સલ૦ સમાન ફાતમા રદી૦ થી વધુ કોઇને જોયાં નથી.

કોઇએ બીબી આયશા રદી૦ને પુછ્યું કે હઝરત રસુલે પાક સલ૦ કોની સાથે મોહબ્બત વધુ કરે છે. ફરમાવ્યું ફાતમા રદી૦થી.

જ્યારે બીબી ફાતમા ઝહરા રદી૦ની શાદી થઇ ગઇ, ત્યારે હઝરત આયશા રદી૦એ શાદીનું સઘળું સામાન દુરસ્ત કર્યું, ખજુરની છાલ ભરીને ઓશિકાઓ બનાવ્યાં. ઘરની સફાઇ કરી અને બેટીના તે સર્વ હક અદા કર્યા કે જે એક માતા ઉપર જરૂરી છે.

હઝરત બીબી ફાતમા રદી૦ની શાદીના બાદ પણ બીબી આયશા રદી૦ અને ફાતમા રદી૦નું ઘર દુર ન્હોતુ. ઉભય મકાનોની વચ્ચમાં માત્ર એકજ દીવાલ હતી, અને દીવાલની બારીએ બન્ને ઘરોને એક બનાવી રાખ્યો હતો. પરંતુ દરેક વખતનો મેળ-મેળાપ હોવા છતાં પણ માતા-પુત્રીની મોહબ્બતમાં કદિ ફરક આવ્યો ન્હોતો.

## યતીમોની પરવરિશ.

આજે આપણે ત્યાં કોઇ યતિમ બાળક મુસીબતનો મારેલો પરવરિશ અર્થે આવી જાય છે. ફરી તે આપણા નજીકનોજ સબંધી કેમ ન હોય? ત્યારે આપણા ઘરનો દરેક માણસ તેને હલકો સમજે છે. આપણે તેને ધમકી

અને મારફાડ સિવાય વાત કરતા નથી. બચેલું ખાણું તેને ખવડાવીએ છીએ, અને યતિમની પરવરિશને એક બોજ સમજીએ છીએ. જો કે કુર્આને પાકમાં અને હદિસ શરીફમાં યતિમોની પરવરિશ કરવા અને તેની સાથે સારો વ્યવહાર રાખવાની અત્યંત તાકીદ કરવામાં આવી છે. કુર્આને પાકમાં એક જગ્યાએ છે કે:—

"હે પયગમ્બર ! એમને સમજાવી દો કે ખેર ખેરાત તરીકે જે માલ ખર્ચ કરો, તો તે તમારા માત-પિતાનો હકક છે. અને નજીકના સબંધીઓ, યતિમો, મોહતાજો, મુસાફરોનો અને તમે કોઇ પણ ભલાઈ લોકોની સાથે કરશો, તેને અલ્લાહ જાણે છે."

કુર્આન શરીફમાં બીજી જગ્યાએ છે કે યતિમો ઉપર કોઇ પણ પ્રકારનો ઝુલ્મ ન કરો.

હઝરત રસુલે પાક સલ૰એ ફરમાવ્યું છે કે મુસલમાનોના ઘરોમાં સર્વથી શ્રેષ્ઠ ઘર તે ઘર છે કે જેમાં યતિમ હોય અને તે ઘરમાં રહેનારાઓ તેની સાથે સારો વર્તન રાખે. અને સર્વથી ખરાબ ઘર તે છે કે જેમાં યતિમ હોય અને તે ઘરમાં રહેનારાઓ તેની સાથે ખરાબ વર્તન રાખે.

એક વખતે હઝરત રસુલે પાક સલ૰એ પોતાની બે આંગળીઓ મેળવીને ફરમાવ્યું કે હું અને યતિમ ઉપર અહેસાન કરનાર જન્નતમાં એટલા નજીક રહેશે.

હઝરત અબુ હુરેરા રદી૦ વર્ણન કરે છે કે હઝરત રસુલે પાક સલ૦ને એક માણસે પુછયું કે મારો હૃદય અત્યંત સખ્ત છે. મારે શું કરવું જોઇએ? આપે ફરમાવ્યું કે યતિમોના માથા ઉપર શફકકતનો હાથ ફેરવ્યા કરો, અને મિસ્કીનોને ખાણું ખવડાવો.

બીબી આયશા રદી૦ના ભત્રીજા યતિમ થઈ ગયાં, ત્યારે આપે તેમની પરવરિશ કરી.

હઝરત ઝયનબ રદી૦ ઘણાં યતિમોને પાળતાં હતાં.

**ઉડાઉ પણું.**

મુસલમાનોની તબાહીનો સર્વેથી મોટો સબબ ઉડાઉ પણુ છે. ઘણે ભાગે તમે જોયું હશે કે માત્ર નામના ખાતર મુસલમાનો વ્યાજે નાણા લઈ પાણીની પેઠે ખર્ચ કરે છે, અને તે તમામ રીત રીવાજોને પુરી કરે છે કે જે આપણા મઝહબના વિરૂદ્ધ છે. એ સર્વ સ્ત્રીઓ થકીજ થાય છે, તેનુંજ આ પરિણામ છે કે જમીન, જાગીર અને ઘરબાર બધુંય વ્યાજમાં ચાલ્યું જાય છે, અને નકામી રસ્મોના પાબંદ લોકો અલ્લાહ પાકનો હુકમ ન માનવાની સજામાં ગરીબ અને મોહતાજ થઈને આ દુનિયામાં ભિન્ન ભિન્ન પ્રકારની વિપત્તીઓ વેઠવી પડે છે.

હઝરત રસુલે પાક સલ૦એ ફરમાવ્યું છે કે ખાવો, ખેરાત કરો અને પહેરો. પણ એટલી હદ પર્યંત કે ઉડાઉ પણું અને ગર્વ ન કરો.

તે નામના કે જેની પાછળ આપણે ગાંડાતુર થઈ ગયા છીએ. એના વિષે એક દિવસે હઝરત રસુલે પાક સલ૦એ લોકોને ફરમાવ્યું કે મને તમારા શીર્કે અસગર (નાના શીર્ક)માં ફસાઈ જવાનો અત્યંત ભય છે, લોકોએ પુછયું યા રસુલુલ્લાહ સલ૦ શીર્ક શું છે? આપે ફરમાવ્યું કે દેખાવ અને નામના.

સહાબીઆત રદી૦ની શાદીઓ અત્યંત સાદગી સાથે થતી હતી, અને નામનાનું તેમાં જરાએ અંશ ન્હોતું.

હઝરત રસુલે પાક સલ૦એ પોતાની વ્હાલી પુત્રી બીબી ફાતમા ઝહરા રદી૦ના જહેઝમાં માત્ર એક મશક, એક વાટકો, બે ચકકીઓ અને ખજુરના પાંદડાંઓથી ભરેલું એક ઓશીકુ આપ્યું હતું.

આવીજ રીતે હઝરત રસુલે પાક સલ૦એ પોતાની બીજી બેટીઓની શાદીના પ્રસંગ ઉપર જે સમાન આપ્યો હતો તે પણ એક ચક્કી, એક માટલું અને એક ચામડાના ઓશીકા સીવાય (જે ખજુરના પાંદડાંથી ભરેલું હતું) બીજુ કાંઇ ન્હોતું.

આથી એ મતલબ નથી કે અલ્લાહ પાકે કદાચ કોઈને માલદાર બનાવ્યો છે, તો તે પોતાના માલને યોગ્ય રીતે પણ ખર્ચ ન કરે એ તો ઠીક નથી.

એક વખતે એવું થયું કે હઝરત રસુલે પાક સલ૦એ એક માણુસને કે જેણે અત્યંત મેલાં વસ્ત્રો પરેહેલાં હતાં, જોઇને ફરમાવ્યું જુઓ એનાથી એટલું પણ થતું નથી કે પોતાના સ્ત્રો ધોઇ લે.

એક વખતે એક માણુસ મેલાં વસ્ત્રો પહેરીને આપની પાસે આવ્યો. હઝરત રસુલે પાક સલ૦એ તેને પુછ્યું કે અલ્લાહ પાકે તમને કાંઇ આપ્યું પણ છે ? તેણે કહ્યું હા, આપે ફરમાવ્યું કે જ્યારે ખુદાએ તમને નેઅમત આપી છે, ત્યારે તેની જાહેરાત તમારી સુરતથી પણ થવી જોઇએ.

## ઘરનું કામકાજ.

આ જમાનામાં આપણુને પોતાનું કામ પોતાના હાથે કરતાં શરમ આવે છે, આપણે આપણા ઘરના કામમાં નોકરના મોહતાજ છીએ. સ્ત્રીઓની એવી સ્થિતિ છે કે પતિને ખાદિમા (દાસી) રાખવાની તોફીક હોય કે ન હોય. તેમને તો એક કામ કરનારીની જરૂર છે. જે ઘરના બધા કામકાજને સંભાળી લે, અને તેઓને કાંઇ કરવું ન પડે. એ આદત બહુજ ખરાબ છે અને આવી આરામ તલબીથી માણુસ સુસ્ત અને એદી થઇ જાય છે. આ ટેવની અસર માણુસની તંદુરસ્તી ઉપર પણ પડે છે, અને દિન પ્રતી દીન તેની તંદુરસ્તી ખરાબ થવા પામે છે. અંતે તે કોઇ કામનો રહેતો નથી. જ્યાં પુરૂષને

તંદુરસ્તી કાયમ રાખવા માટે કસરત જરૂરી છે, ત્યાં સ્ત્રીઓ માટે પણ વરઝીશ અવશ્ય છે. અને આપણી શરીફ બીબીઓ માટે ઘરના કામ ધંધાથી વિશેષ બીજી કોઈ કસરત નથી.

હઝરત અસ્વદ રદી૦એ બીબી આયશા રદી૦ને પુછયું કે હઝરત પાક સલ૦ ઘરમાં શું શું કરતા હતા ? તેઓ બોલ્યાં કે આપ ઘરવાળાઓની સેવામાં લાગ્યા રહેતા હતા, જયારે નમાઝનો વખત આવતો ત્યારે નમાઝ પઢવા અર્થે તશરીફ લઈ જતાં.

એક બીજી જગ્યાએ હઝરત આયશા રદી૦નું કથન છે કે હઝરત રસુલે પાક સલ૦ પોતાના જોડાઓ પોતાના હાથે સીવી લેતાં, પોતાના વસ્ત્રોને પોતેજ સીવતા અને પોતાના ઘરનો કામ ધંધો પોતેજ કરતા હતા.

સહાબીઆત રદી૦ પોતાના ઘરનું કામ પોતેજ કરતાં અને તેને કોઈ એબ (લાંછન) ન સમજતાં હતાં.

હઝરત રસુલે પાક સલ૦ની વ્હાલી બેટી બીબી ફાતમા ઝહરા રદી૦ના હાથમાં પાણી ભરતાં ભરતાં સોળ પડી ગયાં હતાં, વાસીદું કાઢતાં વસ્ત્રો મેલાં થઈ જતાં અને ચકકી પીસ્તાં પીસ્તાં હાથમાં છાલા પડી ગયા હતા.

આવીજ રીતે હઝરત રસુલે પાક સલ૦ની પત્નિઓ પોતાનું કામકાજ પોતેજ કરતાં હતાં, બીબી આયશા રદી૦એ

એક વખતે રસુલે પાક સલ૰ માટે જવ ભરડયા તેની રોટલી પકાવી અને આપને ખવડાવી.

## હાથ કળાઓ.

સુઘડ બાળાઓ પોતાનો વખત રમત ગમતમાં નથી ગુમાવતી બલ્કે તેને જે વખત મળે છે, જે પ્રસંગ હાથ આવે છે, તમાં સીવણ, ગુંથણ, રાંધવું તથા બીજી કળા કારીગીરીઓ કે જે શીખવી બાળા માટે જરૂરી છે, તે શીખે છે. બાળવસ્થામાં કોઈ હુન્નરને શીખી લેવું આખી વય કામ આવે છે, અને હુન્નર જાણનાર માણસ કોઈનો મોહતાજ થતો નથી. ગૃહ કાર્ય અને કળાઓ માણસના સારા નરસા વખતનો સાથી છે દરિદ્રતા અને કંગાળીયતના સમયે માણસને પોતાના હુન્નરથી ઘણી મદદ મળે છે, અને હુન્નરમંદ ઘણી વિપત્તિઓથી સુરક્ષિત રહે છે.

ઘણી સહાબીયત રદી૰ હુન્નર અને ગૃહ ઉદ્યોગ જાણતાં હતાં, પોતના બાળ બચ્ચાંઓને આજ હુન્નર અને ગૃહ ઉદ્યોગની મારફતેજ પાળતાં (પોષણ) હતાં.

બીઓ સવદા રદી૰ ચામડાના ગીલાફ બનાવતાં અને તેને રંગવાનું કામ જાણતાં હતાં.

બીબી ફાતમા રદી૰ બિન્તે શયબાહ શીવવું પરોવવું સારી પેઠે જાણતાં હતાં.

બીબી સફીયાહ રદી૰ ખાણું અત્યંત સારૂં પકાવતાં હતાં.

ઘણી સહાબીયાત રદીઽ કાપડ વણતાં, જે તેમના અને તેમના બાળ બચ્ચાંઓના ગુજરાન માટે પુરતો થતો હતો.

બીબી ઉમ્મે ઝયાદ રદીઽ, બીબી ઉમ્મે આશજઇયાહ રદીઽ અને કેટલીક બીબીઓ ચરખો કાંતવાનું કામ જાણતાં હતાં. ખયબરની લડાઇમાં આ સઘળી બીબીઓએ ચરખો કાંતીને મુસલમાનોને મદદ કરી હતી.

વ્હાલી બ્હેનો, અને બાળાઓ ! અમો હવે આ પુસ્તક પુર્ણ કરીએ છીએ, અને ખુદાથી દુઆ કરીએ છીએ કે અલ્લાહ પાક અમોને તમોને અને સર્વે મુસલમાનોને પોતાના બુઝુર્ગોના પગલાં ઉપર ચાલવાની તોફીક આપે આમીન ! સુમ્મા આમીન ! !



# અકસીરે ખાતુન.

આ દવા પ્રદર જેવા ભયંકર રોગ અને બીજા સ્ત્રી જાતિના ગુપ્ત રોગો ઉપર અતિ રામબાણ છે. હજારો બ્હેનોએ ફાયદો ઉઠાવ્યો છે. અને હવે સામાન્ય પ્રજા સમક્ષ એક સુંદર ભેટ તરીકે આ જાહેર ખબર દ્વારા પેશ કરવામાં આવે છે.

## હકીમ એ. એચ. કાદરી.

**દવાખાના કાદરીયા.**

પીર મોહંમદશાહ રોડ, દરગાહ સામે મેડા ઉપર,

**અહમદાબાદ.**

**નોટઃ**—આ સિવાય સ્ત્રી પુરૂષોની દરેક બીમારીઓના રામબાણ ઇલાજ કરવામાં આવે છે.

નિચેનું ઉમદા પુસ્તક ટુંકમાંજ બ્હાર પડશે.

# "સિપાહી-જીવન."

ભાષાંતરકારઃ-**માસ્તર 'બિસ્મીલ'**

લોકપ્રિય ઈસ્લામી અખબાર "દીન"માં પ્રગટ થઈ પસંદગી પામેલી લેખમાળાને પુસ્તક સ્વરૂપમાં પેશ કરવામાં આવશે.

એમાં સિપાહી જીવનનું મહત્વ તેની ખુબીઓ ને લાભો સરસ રીતે સમજાવવામાં આવ્યા છે, અને બતાવવામાં આવ્યું છે કે સૈનિક જીવન એ ઈસ્લામી જીંદગીનું બીજું નામ છે. એમાં ઈસ્લામી દ્રષ્ટિએ સિપાહી જીવનની અગત્યતા, પવિત્ર કુર્આને શરીફની આયતો, આં હઝરત સલ૦ તથા તેમના સહાબી રદી૦ અને મહાન મુસ્લિમ બાદશાહોના દ્રષ્ટાંતો દ્વારા સાબિત કરવામાં આવી છે.

ઉપરાંત દુનિયાની તમામ કવમોની ચઢતી પડતીનો ચિતાર આપી ઐતિહાસિક ઉદાહરણોથી પુરવાર કરવામાં આવ્યું છે કે સિપાહી જીવન એજ ઉન્નતિનો ઉંચ આદર્શ, પ્રગતિનો મુળ પાયો અને સફળતાનો સાચો સુત્ર છે.

આવું ઉત્તમ પુસ્તક વાંચવાની તક રખે ગુમાવતા?

**જાહેર ખબર આપવાનું સરસ સાધન છે.**

**લખોઃ-માસ્તર અબ્દુલ્લાહ અલારખ્યા.**

દરિયાપુર, હ. અબ્દુર્રઝાકના રોઝા પાસે,

**અહમદાબાદ.**

સદાકત-કાર્યાલય તરફથી તરતમાંજ બહાર

# પડનારાં નવાં પુસ્તકો.

**૧-ઉમ્મુલ હસનયન**-( મી. સિકંદરખાન 'વકીલ' કૃત ) આપણા પ્યારા નબી સલ૦ના પ્રીય પુત્રી હ. ફાતમા ઝહરા રદી૦નું પાક જીવન ચરિત્ર. ગુજરાતી ભાષામાં આ પુસ્તકની ભારે ખોટ હતી. ભાષા એવી સાદી ને સરળ કે ઓછું ભણેલા સ્ત્રી બાળકો પણ સ્હેલાઇથી વાંચીને સમજી શકે. કિં ૦-૬-૦ પો અલગ

**૨-સ્વદેશાભિમાન** અથવા **તુર્ક વીરોનો રણોત્સાહ**-( મ સ્તર બિસ્મીલ કૃત ) એમાં ગાઝી હસન પાશાનું સ્વદેશાભિમાન, ગાઝી અનવર પાશાની અદ્દભુત રણવીરતા અને સ્વદેશ વત્સલ કુમારી જમરૂદનો દેશ પ્રેમ તથા સાહસિકતાનું એવું તો રસિક વર્ણન આપવામાં આવ્યુ છે કે પુસ્તક હાથમાં લીધા પછી પુરૂં કર્યેજ છુટકો કિં. ૦-૬-૦ પો અલગ.

**૩-પ્રેમી કે કાતીલ**-( માસ્તર બિસ્મીલ કૃત) અત્યંત કરૂણ સામાજીક જાસુસી વાર્તા એમાં એક યુવાન પ્રેમમાં પડી પોતાનીજ પ્રેમદાનું કેવા સંજો-ગોમાં ખુન કરી બેસે છે, તેનું હૃદય હચમચાવી નાખતું રસિક વર્ણન વાંચવા જેવુ છે કિં. ૦-૬-૦ પો. અલગ